ડાહ્યા માણસો પૃથ્વીથી સ્વર્ગ તરફ જાય છે. प्राज्ञा मह्याः स्वर्गं गच्छन्ति

વસિષ્ઠ અરૂન્ધતિની જોડે આવે છે. वसिष्ठोऽरुन्धत्या सहागच्छति

રામ દીકરીઓને ઘરેણાં આપે છે. रामः कन्याभ्योऽलंकारान् यच्छति

તે હારો વડે શરીર શણગારે છે. हारैःशरीरं भूषयति

પટરાણી દાસી ઉપર ગુસ્સે થાય છે. राज्ञी दास्यै कुप्यति

( તે ) ઘરડા આદમીની વાતોથી સુખ મેળવે છે. जरठस्य कथाभ्यः सुखमधिगच्छति

નારાયણની વહુ વડે ચોખા રંધાય છે. नारायणस्य भार्यया तण्डुलाःपच्यते

રાજાના હુકમે ( હું ) અવન્તી જાવું છું. राज्ञ आज्ञया वन्तीम् गच्छामि

મા ( પોતાના ) છોકરાને કદરૂપાં હોય તો પણ ચાહે છે. विरूपामिअपि बालका जनन्यै रोचते

( બે ) યોદ્ધાઓ બે નગરોમાંથી શસ્ત્રો સહિત નિકળે છે. योधौ नगरीभ्याम् शस्त्रैःसह प्रतिष्ठेते

આકાશ સૂર્યના રાતા પ્રકાશથી શણગારાય છે. गगनःसूर्यस्य रक्तया प्रभया भूष्यते

લોકોનું સુખ કળાઓ વડે વધે છે. कलाभिःजनानाम् सुखं वृध्यते

માણસો દેવો પાસેથી સુખનો લાભ ઇચ્છે છે. मनुष्या देवताभ्यःसुखस्य लाभ मिच्छन्ति

(બે) કુમારીઓવડે બળિદાનકરાયછે कुमारिभ्याम् बलिक्रियते
ફિકરથી દુઃખ ઉત્પન્ન થાય છે. चिन्तया दुःखमुत्पद्यति
સીતા બેનપણિયો પાસેથી ગીતો શિખે છે. सीता सखीभ्यो गीतानि शिक्ष्यते
સેનાપતિના હુકમે લશ્કરના સિપાઇયો શહેરની બહાર આવે છે. सेनापते राज्ञया सैनिका नगरा दागच्छान्ति
છોકરાઓ રમતો વડે બાપના અંતઃકરણને ખુશી કરે છે. बालकाःक्रीडाभिर्जनकस्य हृदय माह्लादयन्ति
( તે ) દેવોની પુજાને માટે ફુલો આણે છે. देवतानाम् पूजायैर्कुसमान्यानयाति
દાસીને રાણીથી ઈનામ અપાયછે राज्ञ्या दास्या युपहारोदीयते
પક્ષીઓ પૃથ્વી ઉપરથી આકાશમાં ઉડે છે. विहगाः पृथ्व्या आकाशम् डयन्ते

---

## પાઠ ૧૫ મો.

अवन्त्यां शूद्रकोवसति અવન્તીમાં શુદ્રક રહે છે.
गंगायां प्रभूतं जलं वर्तते ગંગામાં પુષ્કળ પાણી રહે છે.
प्रजानां धर्मे प्रवर्तनं नृपे क्रियते પ્રજાની ધર્મમાં પ્રવૃત્તિ રાજાથી કરાય છે.
उज्जयिन्यां शिवस्य पूजासु नृत्यन्ति नार्यः ઉજ્જનમાં શિવની પુજામાં સ્રીઓ નાચે છે.
सरितंगच्छामि नद्यास्तीरम् ( બેન ) હું નદીને તીરે જાઉં છું.

गोदावर्यां जले गजौ विहरतः ગોદાવરીના પાણીમાં બે હાથી રમે છે.

ग्रीष्मे नदीना मुदकेषु नृपाः प्रमदाभिः क्रीडन्ति ઉનાળામાં નદીઓનાં પાણીમાં રાજાઓ યુવતીઓ સાથે રમે છે.

लतानां मण्डपं प्रविशन्ति ललनाः સ્ત્રીઓ વેલાના માંડવામાં પેસે છે.

वाप्यां कमलानि प्ररोहन्ति વાવમાં કમળો ઉગે છે

वृक्षाणां छायासु शिलायामुपविशति ते ઝાડોની છાયામાં પથ્થર પર બેસે છે.

कृष्णो भार्यया विनयं शंसति કૃષ્ણ પોતાની સ્ત્રીના વિનયને વખાણે છે.

चन्द्रो निशाया वल्लभः ચંદ્ર રાત્રિનો પતિ છે.

कन्ययो र्विवाहस्य संभाराःक्रियन्ते બે દીકરીઓના લગ્નની તૈયારીઓ કરાય છે.

जनन्यो राज्ञा मनुरुध्यतेरा રામ બે માની આજ્ઞા પાળે છે.

प्रिये पुत्रो ग्रामं गच्छति પ્રિયા! આપણો છોકરો ગામ જાય છે.

सख्योःपरमःस्नेहः शकुन्तलायाः શકુંતલાનો બંને સખીપર બહુ સ્નેહ છે.

कौमुद्याःशोभाचित्तं हरति ચાંદરણાની શોભા ચિત્તને હરે છે.

बुधानां वाण्यां सदैव माधुर्यं वर्तते ડાહ્યા માણસોની વાણીઓમાં હમેશાંજ મીઠાશ રહે છે.

कान्ताया वचनं क्रियते रामेण રામથી સ્ત્રીનું વચન પળાયછે.

दास्यो र्वचनेषु महिष्या निपतितायाश्रद्धा બંને દાસીઓના

વચનોમાં શાસ્ત્રીનો પૂર્ણ વિશ્વાસ છે.

पाठशालानां प्रतिष्ठापनेन जनेषु ज्ञानं वर्धते પાઠશાલાઓની સ્થાપનાથી માણસોમાં જ્ઞાન વધે છે.

रथ्यानां संमार्जनं क्रियते पौरैः શહેરીઓથી મહોલ્લાનો કચરો કઢાય છે.

अयोध्याया नृपो दशरथः દશરથ અયોધ્યાનો રાજા હતો.

जरायामपि मानवानां तृष्णा न शाम्यति ઘડપણમાં માણસોની તૃષ્ણા શાંત પડતી નથી.

देवतानां पूजया कामाः फलन्ति नराणाम् દેવોની પુજાથી માણસોની કામના ફળે છે.

ગંગાના કાંઠાઓ ઉપર ઝાડો છે गंगायाः स्तीरेषु वृक्षाःसन्ति

જયન્ત ઇંદ્રાણીનો દીકરો છે. जयन्त इन्द्राण्याःपुत्रोऽस्ति

રામના મિત્રો શહેરમાં રહે છે. रामस्य मित्राणि नगरे वसन्ति

ચકોર ચંદનીમાં ખુશ થાય છે चकोरश्चन्द्रिकायाम् मोदते

તે વેલનું ફુલ લાવે છે. लतायाःकुसुममानयति

હરિ દીકરીયોના ગુણો વખાણે છે. हरिःकन्यानाम् गुणाञ् शंसति

નદીઓમાં માછલાં હોય છે. नदीषु मत्स्याःसन्ति

( હું ) અયોધ્યાના રસ્તામાં રથો જોવું છું. अयोध्याया रथ्यासु रथानीक्षे

શકુન્તલા સખીઓના પ્રેમને લાયક છે. शकुन्तला सखीनां स्नेह मर्हति

રામની વાણીમાં મધુરપણું છે. रामस्य वाण्यांमाधुर्यमस्ति

સીતાના બે દીકરા કયાં છે सीताया पुत्रौ कुत्र

દંડકામાં રાક્ષસો છે. दण्डकायां राक्षसाःसन्ति
પૃથ્વી ઉપર દ્વીપો છે. पृथ्व्याम् द्वीपास्सन्ति
હું ઝાડની છાયામાં માણસો જોઉંછું. वृक्षस्य छायायां जनानीक्षे
ઘણું કરીને રાક્ષસો રાત્રિમાં ચાલે છે. प्राया राक्षसा नि-
    शायामटन्ति
માનુ મન પોતાની કન્યા તરફ ઘણું મમતાળુ હોય છે.
    जनन्याःहृदयस्य कन्यायाम् परमः स्नेहः
ગંગા ( નદી ) નું પાણી પવિત્ર છે. गंगाया वारीणि पु-
    ण्यानि सन्ति
રાણીના હુકમથી ઠગ દંડાય છે. राज्ञ्या आज्ञया शठो दण्ड्यते
કળાઓની પુષ્કળતાથી દેશ આબાદ થાય છે. देशःकलानां
    बाहुल्येन संरुध्यति
નદીનો પ્રવાહ પથ્થરોના જથ્થાથી અટકાય છે. नद्याःप्र-
    वाहःशिलानाम् संघातेननिरुध्यते
દાસી અર્ચાની તૈયારી ( સામગ્રી ) આણે છે. दासी पूजयाः
    संभारानानयति
હું વેલોનાં ફુલો એકઠાં કરવાને માટે બાગમાં જાઉંછું
    लतानाम् पुष्पाणा मवचयायो पवनं गच्छामि
તે રાજાના હુકમોનું કામ બજાવવામાં ઉદ્યોગી છે. नृपस्या
    ज्ञानाम् पालने दक्षोऽस्ति

---

## પાઠ ૧૬ મો.

रामो रावण मजयत् રામ રાવણને જીતતો હુવો.
सीता गोदावर्यास्तीर मगच्छत् સીતા ગોદાવરીના તીરે ગઈ.
गंगाया जल मपिबम् હું ગંગા નદીનું પાણી પીતો હુવો.
योधोऽरीशरान क्षिपत् યોદ્ધો શત્રુ તરફ બાણો ફેંકતો હુવો.
ललने छाया मुपाविशताम् બે સ્ત્રીઓ છાંયડામાં બેઠી.
पुत्रागां धर्ममकथयः (તું) દીકરાઓનો ધર્મ કહેતો હુવો.
सीतां वनेऽत्यजाव અમે બે સીતાને જંગલમાં તજતા હુવા.
संकटेभ्यो जनमरक्षः તું સંકટોમાંથી લોકોને બચાવતો હુવો.
गिरेःशिखराद् जाव पतताम् પર્વતની ટોચપરથી બે બકરા પડયા.
रथं समराङ्गग मनयम् હું રથને રણભુમીમાં લઇ ગયો.
हरिरश्व मारोहत् હરિ ઘોડે ચડયો.
भिक्षुकेभ्यो निष्कान यच्छम् હું ભીખારીઓને સોનાની મહોરો આપતો હુવો.
देवान यजाव અમે દેવોને પુજતા હુવા.
अरण्ये महिषा नपस्यम् હું જંગલમાં પાડાઓને જોતો હુવો
स्तेनौ धनिकस्य धम चोरयताम् બે ચોરો શ્રીમંતનું ધન ચોરતા હુવા.
दशरथ स्तनय माह्वयत् દશરથ દીકરાને બોલાવતો હુવો.
ईश्वरस्य प्रसादेन हरेः क्लेशोऽनश्यत् ઇશ્વરની મહેરથી હરિનું દુઃખ ગયું.

पुरा भार्यं सहोज्जयिन्या मवसम् હું પહેલાંથી સ્રીની સાથે ઉજ્જનમાં રહેતો હતો.

शिष्या वाचार्यमनमताम् બે શિષ્યો ગુરૂને નમતા હતા.

अवन्त्या मभवः તમે બે અવન્તી હતા.

अयोध्यायामासीः તું અયોધ્યામાં હતો.

अग्निर्वन मदहत् અગ્નિ વનને બાળતો હતો.

संसारस्या सारता मबोधम् હું સંસાનું નિઃસારપણું જાણતો (દુનીયામાં કંઇ સાર નથી એ હું સમજ્યો) હતો.

नृपस्य पुरतोऽसत्यमवद्च्छठः લુચ્ચો રાજાની આગળ જુઠું બોલ્યો.

तदा मूर्खोऽस्मीत्य वागच्छ त ત્યારે મુર્ખ તું એમ હું જાણતો હતો.

સરોવરનું પાણી સુકાયું कासारस्य जलं मशुष्यत्

સેનાપતિ લશ્કરને રણભુમી ઉપર લેઇ ગયો. सेनापतिः सेनां समरांगणम नयत्

રામને (બે) મિત્રોએ સંભાર્યો. मित्रे राममस्मरताम

તું રામની ચાલ વડે ખુશ થયો. रामस्याचारेणातुष्यः

અમે બેએ રૂષીઓને શાંત કર્યા. ऋषीन् सान्त्वयाव

પરમેશ્વરે પૃથ્વી સરજી. ईश्वरःपृथिवी मसृजत्

બે માણસો વાડીમાં પેઠા. पुरुषा वुद्यान माविशताम्

મે હરીને નીંદ્યો. हरिं मनिन्दम

તમે બે વનમાં રહ્યા. वनेऽवसतम्

સંઘ એક શહેરથી બીજે શહેર ભટક્યો. सार्थो नगरान्नगरमाटत्

મેં પુસ્તક પ્રસિદ્ધ કર્યું पुस्तकम प्रथयम्

તમે બે હરીની વાડીમાંથી ફળો હરી ગયા. हरे रुद्यानात् फलान्यहतम्

તમે રામને વાત કહી. रामस्य ( रामाय ) कथामकथत्

બે વાઘ કોઢ તરફ દોડયા. व्याघ्रौ गोष्टमधावताम्

કૃષ્ણે પગ ધોયા. कृष्णः पादावक्षालयत्

યોદ્ધા શત્રુથી નારીઓનું રક્ષણ કરતો હતો. योधो ललनाऽररक्षत्

કાચબો હળવે હળવે ચાલ્યો. कूर्मःशनै रसरत्

ત્યારેચઢતીની આશા વગર હું જીવ્યો. तदाऽभ्युदयस्य आशाम् विनावसम् ( अजीवम् )

અમે બે ભોજનને માટે ચોખા રાંધતા હતા. भोजनायौ दनमपचाव

રાણી રાજાની સભામાં ગાતી હતી. राज्ञी नृपस्य सभायाम गायत

અનાજની મુઠીઓ વડે તે હરણને ખવડાવતી હતી. धान्यस्य मुष्टिभि र्हरिणं मपुष्यत्

તું તારી સ્ત્રીને કારણ વિના તજતો હતો. नार्यपराधं विनातज्यः

તમે બે કારણ વિના ગામ બાળતા હતા. कारणं विना ग्राममदहतम्

તે ઝાડની શિખર ઉપરથી પડયો અને મરી ગયો. वृक्षस्य शिखरादपतत् म्रियच्च

બાળક હર્ષને લીધે નાચ્યું. बालो हर्षेणानृत्यत्

---

## પાઠ ૧૭ મો.

पाण्डुपुत्रा धार्तराष्ट्रैःसह युधान्यभवन् પાણ્ડવોની ધૃતરાષ્ટ્રના છોકરાઓ સાથે લડાઇ થઇ

आचार्या धर्म मुपादिशन् ગુરૂઓએ ધર્મ શિખવ્યો.

रामःसीतयासह गोदावर्या स्तीरेऽरमत રામે સીતા સાથે ગોદાવરીને કાંઠે ક્રીડા કરી.

उद्यमेन धन मलभथाः તેં ઉદ્યમથી પૈસો મેળવ્યો.

व्याघ्रस्य विरावेण नार्या हृदय मवेपत વાઘની બુમથી સ્રીનું હ્રદયું ધડક્યું.

मित्रस्य कल्याणा यायते मे મિત્રના કલ્યાણને માટે યત્ન કીધું.

गोपा अजान् ग्राम मनयन् ગોવાળીઆઓ બકરાને ગામ લઇ ગયા.

पुरुष मताडयत् તમે માણસને મારતા હવા.

शृगालोऽम्रियत શિયાળ મરી ગયો.

नृपस्य सभां पण्डिताःप्राविशन् રાજાની સભામાં પંડિતો પેઠા.

शवम स्पृशत તમે શબને અડક્યા.

प्रासादे नार्योऽनृत्यन् મહેલમાં સ્રીઓ નાચી.

माणवकं मार्गम पृच्छाम અમે માણવકને રસ્તો પૂછયો.

क्लेशो रामेणा सह्यत કલેશ રામથી સહેવાયો હતો.

देवी मभाषे मे દેવીને કહ્યું.

नृशंसो राक्षसोऽहन्यत દુષ્ટ રાક્ષસ હણાયો.

नृपतेःशासन मवाभी रयथा તેં રાજાનો હુકમ ગણકાર્યો નહિં.

लवस्य विनयेनषयाऽतुष्यन् લવના વિનયથી રૂષિયો પ્રસન્ન થયા.

हरिणा जनकोऽसेव्यत હરિથી જનક સેવાયો હતો.

चित्रकूटस्य शिखरेऽवसाम અમે ચિત્રકૂટની ટોચ ઉપર રહ્યા હતા.

शृगालं व्याघ्रं चैक्षे મેં શિયાળને અને વાઘને જોયાં.

वित्तस्य नाशेना मुह्यन् તેઓ દ્રવ્યના નાશથી બેભાન થયા.

प्रभूतं धनं नृपेण ब्राह्मणेभ्योऽत्यसृज्यत પુષ્કળ પૈસો રાજાથી બ્રાહ્મણોને અપાયો.

चन्द्रापीडस्य बलस्य संचलनेन मह्यकम्पत ચંદ્રાપીડના લશ્કરના ચાલવાથી પૃથ્વી ધ્રુજી.

पञ्जराद्विहगममुञ्चाम અમે પાંજરામાંથી પક્ષીને છોડી દીધો.

અમે ઝાડની છાયામાં બેઠા. वृक्षस्य छायायामुपाविशाम

તેણે ચાકરોના ગુન્હા માફ કર્યા किंकराणा मपराधा नक्षमत

બ્રાહ્મણો ગંગાના જળમાં પડ્યા. ब्राह्मणा गंगाया जलेऽपतन्

ઘોડાઓ રણ ભુમિ તરફ દોડયા. अश्वाः समरांगण मधावन्

રામે બાપના હુકમો માન્યા. रामो जनकस्य राज्ञा अन्वरुध्यत

હરિ નારાયણ પાસેથી ગાયન શીખ્યો. हरि नारायणात् संगीत मशिक्षत

મેં કેરીઓ ચાખી. आम्रस्य फला न्यस्वादे

જાસુદો અયોધ્યા ગયા. दूता अयोध्या मगच्छन्

તું જુઠું બોલ્યો. असत्य मभाषथाः

કૃષ્ણ મિત્રની આબાદીથી ખુશ થયો. कृष्णो मित्रस्याभ्युदयेऽमोदत

તમે ત્યારે કૌશામ્બીમાં રહ્યા. तदा कौशाम्ब्या मवसत

તું રામના પરાક્રમોથી આશ્ચર્ય પામ્યો. रामस्य पराक्रमै
 र्व्यस्मयः

તું શત્રુ જોડે લડયો. अरिणा युध्यथाः

લુચ્ચો રાજાના હુકમથી મરાયો. शठो नृपस्याज्ञया ताडयत

તમે સોના મહોરો ગણી निष्कान गणयत

રામ વડે રૂષી પાસેથી આશીર્વાદ ઇચ્છવામાં આવ્યો.
 रामेण ऋषे राशीर्वादोऽपैक्ष्यत ( अतुष्यत )

દેવોના પ્રસાદથી તમે તમારા શત્રુઓને જીત્યા. देवतानां
 कृपया रीन जयत

અમે દારૂને ઠેકાણે પાણી પીધું मदिरायाःस्थाने जलमपिबाम

તમે તેથી તમારે ઘેર પુસ્તકો લેઇ ગયા. अतो गृहं पुस्त-
 कान्य हरत

ગઇ કાલે સૂર્ય આકાશથી ઉજળો પ્રકાસ્યો. सूर्योह्य
 उज्वलं माकाशत

રાત્રિએ ચોર વડે ઘરમાં પ્રવેશ થયો. चोरेण निशायां
 गृहं प्राविश्यत

અમે સેનાપતિને અને તેના લશ્કરને જોયા. सेनापतिं सेनां
 चैक्षामहि

તેઓ રણસંગ્રામમાંથી રાજાને લઇ ગયા. नृपं सम-
 राङ्गणा दहरन्

તેઓએ સત્રુઓ તરફ બાણ ફેંક્યાં अरिषु बाणान मुञ्चन्

(હું) ફુલોની માળા ગુંથવાનો આરંભ કરતો હવો.
 पुष्पाणां मालानां ग्रथन मारभे

## પાઠ ૧૮ મો.

पाण्डवा राज्य मविन्दन्त પાણ્ડવો એ રાજ્ય મેળવ્યું.
आचार्याञ् शिष्या अभ्यवादयन्त શિષ્યો ગુરૂઓને નમ્યા.
सचिवा भूपमभाषन्त પ્રધાનો રાજા સાથે બોલ્યા.
नार्याःकबर्याःपुष्पे अस्रंसेताम् સ્ત્રીના અંબોડામાંથી બે ફુલ પડયાં.
जनेन व्यहस्यध्वम् લોકોથી તમે હસાયા.
रथ्यायां जनानां समूह मैक्षामहि અમે શેરીમાં માણસોનું ટોળું જોયું.
रामस्य दुःखान्य ध्वंसन्त રામનાં દુઃખો નાશ પામ્યાં.
मित्राणां त्यागेना लज्जेथाम् મિત્રના ત્યાગથી તમે બેલજવાયા.
वृक्षेभ्यःशुका उदूडयन्ते વૃક્ષો પરથી પોપટો ઉડયા.
मृगावहन्येतां व्याधैः શિકારીઓથી બે હરણ હણાયા.
जनानां सुखायायतामहि અમે માણસોના સુખને માટે યત્ન કીધો.
सुरैःसहासुरा अस्पर्धन्त દેવતાઓની સાથે રાક્ષસોએ હરિફાઇ કીધી.
रमणैःसहज्योत्स्नाया मरमन्त नार्यः ધણીઓ સાથે ચાંદનીમાં સ્ત્રીઓ રમતી હતી.
उज्जयिन्याःकदान्यवर्तध्वमिति जनै रपृच्छयामहि તમે ઉજ્જૈનથી ક્યારે પાછા ફર્યા આમ લોકથી અમે પુછાયા.
वातेन वृक्षा अकम्पन्त પવનથી વૃક્ષો હાલ્યા.

अरिणां पराजये नामोदन्त सेनापतयःसरदारो शत्रुना प-
 राजयथी खुश थया.

गृहं प्राविशंश्चोराःपरंन्ना लभन्त धनम् चोरो घरमां पेठा प
 तेमने धन मळ्युं नहिं.

कन्या अवन्दन्त जनकम् छोकरीओ बापने पगे लागी.

आचार्यादस्त्राण्य शिक्षामहि अमे गुरु कनेथी शस्त्रो शिख्या.

वीर्येण विद्यायाश्च बलेन प्राकाशन्त तेओ तेजथी अने वि-
 द्याना बळती शोभता हवा.

बीजस्या रोपण मारभन्त कृशीवलाः खेडुते.ए बीने रो-
 पवानुं शरु कर्युं.

नारायणस्य दुष्कृता निनारोचन्त जनकाय नारायणना दुष्ट
 कृत्यो तेना पिताने पसंद पडया नहिं.

उद्यमा द्धरेर्धनान्य वर्धन्त उद्यमथी हरीना पैसा वध्या.

नानिष्ट माशङ्कामहि अमे खोटुं धार्युं नहोतुं.

धनस्य राशयो ब्राह्मणेभ्योऽदीयन्त धनना ढगला ब्राह्मणोने
 अपाया

वांदरा राक्षसो साथे लडया. कपयोराक्षसैःसहायुध्यन्त

अमे बे काशीमां पंडितो साथे बोल्या. काश्यां पण्डितान
 भाषावहि

तेओए स्वस्थनाओ महेणां सह्यां. स्वाहस्थेनो पालम्भम
 सहन्त

बे तारा पूर्वमां प्रकाश्या. तारके प्राच्यां प्राकाशेताम

तमे माणुसो वडे वखाणाया. मनुष्यै रशंस्यध्वम

तमे बे राम वडे दुःखावाया रामेणा द्विष्येथाम

અમે જમવા સારૂ ઋષિઓને નોતર્યા. ऋषीन् भोजनायन्व मन्त्रयामहि

અયોધ્યાથી જાસુદો ક્યારે પાછા આવ્યા. अयोध्याया दूताःकदान्य वर्तन्त

અમે હરિ પાસેથી મહેરબાની ન તકાસી. हरेःकृपांना पैक्षामहि

અમે નિશાળમાં ચોપડીઓ મેળવી. पाठशालायां पुस्तकान्य लभामहि

બે પરીક્ષકો નૃત્યમાં બે કન્યાઓની પરીક્ષા લેતા હતા. प्राश्निकौकन्ये नृत्यपर्यैक्षेताम्

અમે બે માતાદર્શનથી આનંદ પામ્યા. जनन्यादर्शनेऽमोदावहि

તમે કામ શરૂ ન કરતા હતા. कार्यैनारमेथाम्

અમે બે ઋષિને નમ્યા. ऋषि मवन्दावहि

તેઓ બે રાજા પાસેથી અવજ્ઞાની શંકા રાખતા હતા. नृपादव ज्ञीरणामा शङ्केताम्

અમે ગાંધર્વોની વંશમાં જનમ્યા. गन्धर्वाणां कुलेऽजायामहि

પક્ષિઓએ પોતાના નાયકના ઉપદેશનો તિરસ્કાર કર્યો. અને જાળમાં પકડાયા. विहगानायकस्योदेशम वाधीरयन्त जालेऽपतंश्च

બ્રાહ્મણોના અપરાધો રાજાવડે ક્ષમા કરાયા. ब्राह्मणाना मपराधा नृपेणा क्षम्यन्त

તમે બે વાઘના દર્શનને લીધે ભયથી કાંપતા હવા. व्याघ्रस्य दर्शने भयाद् कम्पेथाम्

તમે હાથીને પકડવાનો યત્ન કર્યો. गजस्यग्रहणायायतध्वम्

બે છોકરા તેઓની મા વિના આનંદન પામતા હુવા. बालौ जननीं विनाना रमेताम्

રામના ગુણો કવિઓ વડે વખાણાયા. रामस्य गुणाः कविभि रशंस्यन्त

ઉદ્યોગ વડે તેઓ ઘણું દ્રવ્ય મેળવતા હુતા. उद्यमेन प्रभूतं धनमलभन्ता

તેઓ બે અરણ્યમાં પોતાની બે કન્યાને શોધતા હુવા. कन्यांवनेऽमृगयेताम्

બે કેરીઓ બે મુસાફરોવડે ચખાઇ. पान्थाभ्यामाम्रेअस्वाद्येताम्

---

# भाग ७ मो.

## પાઠ ૧૯ મો.

शम्भु र्जयति શંકર જય પામે છે.

बाहू स्फुरतः બે હાથ ફરકે છે.

वायुना तरवःकम्पन्ते પવનથી વૃક્ષો હાલે છે.

भ्रमरामधु पिबन्ति ભમરા મધ પીએ છે.

नरो वसूनि वाञ्छन्ति માણસો પૈસાને ચહાય છે.

इन्द्रःशत्रून जयत् ઇંદ્રે શત્રુઓને જીત્યા.

योधोऽरावीषू क्षिपति યોધો શત્રુ ઉપર બે બાણ ફેંકે છે.

चातको जलस्य बिन्दुमपि नलभते ચાતકને પાણીનું ટીંપું પણ મળતું નથી.

विष्णवे पूजा रोचते વિષ્ણુને પુજા ગમે છે.
प्रभूमि भृत्या आदिश्यन्त શેઠોથી નોકરો ફરમાવાયા.
विश्वस्य कर्तारंनमामि હું જગતના કરનારને નમું છું
गुरुभ्य:शिष्यस्याविनयं कथयामि હું ગુરૂઓને શિષ્યનું
ઉદ્ધતપણું કહુંછું.
सीता लक्ष्मणं देवरमन्वगच्छत् સીતા લક્ષ્મણ દીયરની
પછાડી ગઇ.
कान्याया भर्तारंजामातरं वदन्ति છોકરીના વરને જમાઇકહેછે.
भर्त्रे सन्देश:प्रहीयते પતિને માટે સંદેશો મોકલાય છે.
नार्या:कपोलयो र्नयनाभ्या मश्रूणि गलन्ति સ્ત્રીના બને
ગાલપર બે આંખમાંથી આંસુ ખરે છે.
त्वष्ट्रा मरावती नीरमीयत વિશ્વકર્માથી અમરાવતી રચાઇ.
पितरो वन्द्यन्ते पुत्रैः પિતાઓ પુત્રોથી વંદાય છે.
रामो जनकस्य जामाता રામ જનકનો જમાઇ થાય.
पाण्डवा द्विषून् युद्धेऽजयन् પાંડવોએ દ્વેષિઓને લડાઇમાં
જીત્યા.
भर्तार मनुसरति किङ्करः ચાકર શેઠને અનુસરે છે.
मनुना धर्म:प्राणीयत મનુથી ધર્મ લખાયો (ધર્મના નિયમો)
धात्रा प्रजा सृज्यन्ते બ્રહ્માથી લોકો સરજાય છે.
तडागस्य जलं मार्गे गन्तृभिरपीयत તળાવનું પાણી રસ્તે
જનારાઓથી પીવાયું
याचका दातारं ना लभन्त યાચકોએ દાતાને ન મેળવ્યો.
રામ છોકરાઓને લાડુ આપે છે. राम:शिशुभ्यो मोदकं
यच्छति

આકાશ ધુળથી ભરાય છે. आकाशः रेणुना म्रियते (पांसुना)
પરશુરામે ફરસીવડે શત્રુઓને માર્યા. परशुरामः शत्रून परशुना प्राहरत्
પાણીનાં ટીપાં વાદળામાંથી પડે છે. मेघेभ्यो जलस्य बिन्दवः पतन्ति
રાજાએ શહેરના રક્ષણ કરનારને બોલાવ્યો. नृपो नगरस्य रक्षितॄ नाह्वयत्
બાળક બાપને તાબે રહે છે. बालः पितर मनुरुध्यते
અવન્તીના ધણીએ પ્રધાનોને કહ્યું. अवन्त्याः प्रभुः सचिवान भाषत
હરિ જીભ વડે તાળવાને અડક્યો. हरिर्जिह्वया तालुस्पृशत्
સ્ત્રીઓ સ્વામી સાથે વાડીએ ગઈ. नार्यो भर्तृभिः सहोद्यान मगच्छन्
ઋષિઓ મંત્રોના જોનારા હતા. ऋषयो मन्त्राणां द्रष्टा रमासन्
લોકો વિષ્ણુને પુજે છે. जना विष्णुं पूजयति
ઋતુ પર્ણે સારથીઓને કહ્યું. ऋतुपर्णः सव्येष्टॄ नवदत्
રામ પોતાના ભાઈ લક્ષ્મણ સાથે વનમાં ગયો. रामोभ्रात्रा लक्ष्मणेन सहवन मगच्छत्
બાણોથી રાવણનાં માથાં રામ વડે કપાયાં. रावणस्य शीर्षाणि रामेणेषु भिरच्छिद्यन्त
વારંવાર વિઘ્નના ભયને લીધે માણસો વડે કામ શરૂ કરાતું નથી. मनुष्यै र्नै कशो विघ्नानां भयेन कार्यंना रभ्यते
પોતાના હાથો વડે ભીમ શત્રુ સાથે લડ્યો. भीमःशत्रुणा सह बाहुभ्याम युध्यत

દેવો અનર્થ કરનારને શિક્ષા કરે છે. देवाःपापस्य कर्तृन्
दण्डयन्ति

ખોટા રસ્તે જનારા માણસો વડે નીંદાય છે. विमार्गेण
गन्तारोजनैर्निन्द्यन्ते

દેશાનું નાશથી રક્ષણ કરનાર સદ્‌ગુણ છે. जनपदस्यनशात्
रक्षिता सद्गुणोऽस्ति

દુર્જનની જીભની ટોચ ઉપર મધ હોય છે. તેના હૃદયમાં
ઝેર હોય છે. दुर्जनस्य जिह्वाया अग्रे मधुतिष्ठन्ति हृदयेतु
विषम् तिष्ठति

ઝાડો છાયા વડે મુસાફરોને આનંદ પમાડે છે. तरवश्छाय
यापान्थानाल्हादयन्ति

વિશ્વામિત્રની શાથે રામનું વનમાં જવું પિતા વડે કબુલ
રખાયું. विश्वामित्रेण सह रामस्य वन गमनं पित्रान्वमन्यत

પવન કાળાં વાદળાંને વિખેરે છે. वायुःश्यामान् मेघान्
निरस्याति

ક્ષુધિતોને અન્નદાન કરનારને લોકો વખાણે છે. जनाःक्षुधिते
भ्योऽन्नस्य दातृन् शासन्ति

સીતાનો ભર્તા અને દિયર સીતાને શોધતા હુવા. सीताया
भर्ता देवाच सीतामन्वेष्यताम्

---

## પાઠ ૨૦ મો.

तरोःपुष्पाण्यपतन् ઝાડ પરથી પુષ્પો પડયાં.

शम्भोःकृपया कल्याणं भवति શિવની કૃપાથી કલ્યાણ થાયછે.

गुरुणा मादेशाननु रुध्यामहे આપણે ગુરૂઓના હુકમોને પાળીએ છીએ.

साधवोमृत्योर्भयंनगणयन्ति સાધુઓ મૃત્યુનો ભયગણતાનથી.

पितरि रामस्य परम आदरः પિતા પ્રત્યે રામને ઘણું માન છે.

विश्वस्य स्रष्टुरिच्छाऽलघनीया વિશ્વના કર્તાની ઇચ્છા ન ઉલ્લંઘન કરાય એવી છે.

द्वेष्टृणा मुत्साहं न सहते તે દ્વેષિઓના સુખને સહન કરતો નથી.

इन्दौ कलङ्को दृश्यते ચંદ્રમાં કલંક દેખાય છે.

रामोबन्धुषु स्नेहेन वर्तते રામ સગાં વહાલામાં સ્નેહથી રહેછે.

मधुनि माधुर्य मस्ति મધમાં મીઠાસ છે.

नृषु द्विजःश्रेष्ठः માણસોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે.

दातृभ्यो धनं लभन्ते તેઓ દાતારો કનેથી પસો મેળવે છે.

कुरुभ्यो दुत आगच्छत् કુરૂ દેશથી દુત આવ્યો.

पितृव्यःपितु र्भ्राता કાકા બાપના ભાઈ થાય.

वस्तुन्य वस्त्वारोपोऽज्ञानम् વસ્તુમાં વસ્તુ નથી એવો આરોપ અજ્ઞાન છે.

बाहोर्बलेन पृथ्वी मजयत् તેણે બે હાથ બળથી પૃથ્વી જીતી.

भीमस्यभ्रात र्यर्जुने कर्णःबाणान मुञ्चत् ભીમના ભાઇ અર્જુનપર કર્ણે બાણો મુકયાં.

तूलस्य राशावग्ने रिवमृदुनिमृगस्य शरीरे निशितस्य बाणस्यपातः નાજુક હરણના શરીરપર તીક્ષ્ણ બાણનું પડવું રૂના ઢગલામાં દેવતાના જેવું છે.

तनुषु विभवेषु ज्ञातिभिस्त्यज्यन्तेनराः થોડી સંપત્તિમાં આ-

ગુસો સગાંવહાલાંથી તજાય છે.

पशुष्वपि कृतज्ञता दृश्यते પશુઓમાં પણ નિમકહલાલ-
પણું જણાય છે.

श्रोतॄणां निर्बन्धात्कथा मारभत તેણે શ્રોતાઓના આગ્રહથી
કથા આરંભી.

अप्रियस्यापिपथ्यस्य वक्तृणि मित्रेऽलं क्रोधेन કડવું પણ
હિતના કહેનાર મિત્ર પ્રત્યે ક્રોધથી દુર રહેવું.

नप्तुर्लाभेऽतीवोत्कण्ठा भारतवर्षीयाणाम् હીંદુઓની પૌત્રને
મેળવવામાં ઘણી આતુરતા હોય છે.

परमंकारुण्यं साधूनां भूतेषु સત્પુરૂષોની જીવમાત્ર પર ઘણી
દયા હોય છે.

कन्यां जामातु र्गृहंनयति છોકરીને જમાઇના ઘેર લઇ જાયછે.

રામ રઘુઓમાં મુખ્ય હતો. रामो रघुणां मुख्यः

એ રચનાર પાસેથી ચોપડી મેળવી. कर्तुःपुस्तकमलभे

લક્ષ્મી વિષ્ણુની પત્નિ હતી. लक्ष्मी र्विष्णोःपत्नी

તે સાંભળનારાઓ પાસે માફ માગે છે. श्रोतॄन् क्षमा याचते

જનકે પોતાના પૌત્રોનો રથ જોયો. जनको नप्तॄणां रथमैक्षत

નારાયણે હરિના જમાઇઓના ઘોડા જોયા. नारायणो हरे
र्जामातॄणा मश्वान् पश्यत्

આર્યો કુરૂ દેશમાં રહેતા. आर्याःकुरुष्व वसन्

હરિના પૌત્રોનો ચાકર ગામ ગયો. हरेर्नप्तुःकिंकरो ग्राम
मगच्छत्

પોપટ ઝાડ ઉપર બેઠો. शुकस्तरा वुपाविशत्

કર્ણ દાતારોમાં પ્રથમ હતો. कर्णो दातृषु प्रथमः

સિંહ પશુઓને પ્રભુ છે. सिंहःपशुनां प्रभुः

હરિ રમાના ધણીનો ભાઇબંધ છે. हरी रमाया भर्तुर्मित्रम

ચંદ્રનું બિંબ વધેછે અને ઓછું થાય છે. इन्दो र्बिम्बं वर्धते क्षीयतेच

પોતાના ભાઇ રામની આજ્ઞાથી લક્ષ્મણ સીતાને વનમાં તજતા હવા. भ्रातू रामस्यादेशेन लक्ष्मणः सीतां वनेऽत्यजत्

બ્રહ્માથી વિશ્વ ઉતપન્ન થયું. धातु र्विश्वमजायत

તેણી પોતાના ધણીની વાર્તા મેળવતી હવી. भर्तुर्वार्तामलभत

તે પોતાના હાથના બળ વડે શત્રુ જીતતો હવો. बाहो र्बलेन शत्रून जयत् बाह्योः )

જોરાવર પવનથી પણ પર્વતોને ભય નથી. पर्वतानां प्रबलाद्वायोरपि भयंन

ડાહ્યા માણસો બાળકો પાસેથી પણ જ્ઞાન મેળવે છે प्रज्ञा बालेभ्योऽपि ज्ञानं लभन्ते

હે શંભુ મારા પાપ ક્ષમા કર. शम्भो पापानि क्षाम्य

ઋષિઓમાં ઇશ્વર વિષે પ્રીતિ દેખાય છે. ऋषीष्वीश्वरे परमस्नेहो दृश्यते

પક્ષીઓ ઝાડની શાખાઓ ઉપર બેસે છે. विहगास्तरुणां शाखासूपविशान्ति

ચાકરો શેઠના હુકમનું ઉલ્લંઘન કરતા નથી. भृत्याःप्रभूणा माज्ञान लङ्घयन्ते

માને ઘેર જવાને માટે ધણી પાસેથી તેણી પરવાનગી મે-

જાણતી હતી. भर्तुर्जनन्या गृहं गमनायानुज्ञा मलभत
વિષ્ણુના ભકતો વડે વૈકુંઠમાં રહેઠાણ મેળવાય છે. त्रिष्णो
भंक्तै वैंकुण्ठे वासो लभ्यते

---

## પાઠ ૨૧ મો.

सुजनस्य कीर्ति लोके प्रसरति સજ્જનની કીર્તિ લોકમાં
પ્રસરે છે

संकटे धीरो धृतिं नमुञ्चाति સંકટમાં ધીર પુરૂષ હીંમતને
છોડતો નથી.

रामःप्रीत्यापुत्र माश्लिष्याति રામ પ્રેમથી દીકરાને ભેટે છે.

मुक्तये देवं भजाति તે મોક્ષને માટે દેવને ભજે છે.

यक्षाणां वसत्या आगच्छत् તે યક્ષોની વસ્તીમાંથી આવ્યો.

दुःखं दुष्कृते ङ्तपद्यते દુઃખ દુષ્કર્મથી ઉપજે છે.

मदनो रते वंल्लभः મદન રતિનો પતિ થાય.

सृष्ट्याःपालक इश्वरः સૃષ્ટીનુ પાલણ કરનાર ઇશ્વર છે.

बुद्धेःप्रकर्षे कीर्तये भवति બુદ્ધિનો વધારો કીર્તિને માટે છે.

भूमौ निषीदति તે જમીનપર બેસે છે.

जामातुर्ऋष्यशृंगस्याश्रमंरामस्य मातरोऽगच्छन् રામની મા-
તાઓ તેમના જમાઇ ઋષ્યશૃંગને આશ્રમે ગઇ.

यातृननान्दरं चापृच्छत सीता पश्चाद् गच्छत् पितुर्गृहम्
સીતાએ દેરાણીઓ ( જેઠાણીઓની ) તથા નણંદની રજા
લીધી અને પછી બાપને ઘેર ગઈ.

रघोःपितावसिष्ठस्यधेनुमरक्षत રઘુનાબાપેવસિષ્ઠનીગાયરક્ષી.
नारायणस्य कृतयो हरेःप्रीत्यै न भवति નારાયણના કામો
હરીના પ્રીતિ માટે નથી.
श्रुत्यां शूद्रो नाधि क्रियते વેદમાં શુદ્ર લાયક ગણાતો નથી.
मुर्खाणं स्तुती निन्दावान गणयन्ति बुधाः ડાહ્યા પુરૂષો
મુર્ખાની સ્તુતી અથવા નિંદાને ગણતા નથી.
प्रकृतिभि र्नृपःसेव्यते પ્રધાનોથી રાજા સેવાય છે.
गोपो धेनू रक्षति ગોવાળીયો બે ગાયોને રક્ષે છે.
वध्वोनद्याजलमा ।यन्ति જુવાનસ્ત્રીઓનદીમાંથીપાણીઆણેછે.
श्वश्रू जामातरि स्निह्यति સાસુ જમાઇપર સ્નેહ રાખે છે.
चन्द्रस्य कान्ति पश्यति તે ચંદ્રના ચળકાટને જુએ છે.
सुकृतीनां फल मनुभवति તે સત્કર્મોનું ફળ ભેગવે છે.
लोभेन बुद्धि श्चलति લોભથી બુદ્ધી ચળે છે.
हरिःप्रकृत्या साधुर्वर्तते હરી સ્વભાવે સારો છે.
रामःपित्रे मात्रेचपिण्डा नयच्छत् રામે પિતાને અને માતાને
પિણ્ડ આપ્યા.
स्मृत्यां धर्म कथ्यते સ્મૃતિમાં ધર્મ કહ્યો છે.
સીતા નણંદના વર ઋષ્યશૃંગને નમી. सीता ननान्दु र्भर्ता
मृष्यशृंग मनमत्
વિશ્વામિત્ર જાતે ક્ષત્રિય હતો. विश्वामित्रोजात्याक्षत्रियआसीत्
પછી તે બ્રાહ્મણ થયો. पश्चाद् ब्राह्मणोऽभवत्
શંબુક ધંધે ખેડુત છે. शम्बुको वृत्या कृषीवलः
સીતા સાસુને હમેશ ખુશી કરતી હતી. सीता सदाश्वश्रुम
प्रीणयत्

રાજાનો પ્રધાન રાજનીતિમાં હોંશિયાર છે. नृपस्यामात्यो नीतौ निपुणः

સ્મૃતિઓમાં મનુની સ્મૃતિ શ્રેષ્ટ છે. स्मृतिषुमनोःश्रेष्ठा

મહારાષ્ટ્ર દેશમાં જુવાન સ્ત્રીઓનો વિનય વખાણવા લાયક છે. महाराष्ट्रेवधूनां विनयःप्रशस्यः

રામે (પોતાની) બ્હેન શાન્તાને જોઈ અને (તે) માને નમ્યો. रामःस्वसारं शान्ता मैक्षत मातर मनमच्च

રામે તે માણસને તેની જાત પુછી. रामोजनं जातिम पृच्छत्

માણસો આબાદી ચાહે છે. जना भूतिं वाञ्छन्ति

ઇંગ્રેજો અહિં ઇંગ્લાંડથી આવે છે अङ्गलाअङ्गल भूमेरिहा गच्छन्ति

વેરૂળના પડોશમાં ગુફાઓમાં દેવોની ઘણી પ્રતિમાઓ છે. वेरुलस्य संनिधौ चित्ररेषु देवानां बहवो मूर्तयःसन्ति

હરિયે ધ્યાનમાં રાત ગાળી हरी रात्री ध्यानेऽनयत्

કૃષ્ણને ઘણી દિકરીઓ છે. कृष्णस्य बहवोदुहितर आसन्

પરાક્રમ કીર્તિ મેળવવા સારૂ છે. शौर्य कीर्तये

માણસનો સ્વભાવ તેના કૃત્યો ઉપરથી જણાય છે. मनुष्यस्य प्रकृतिःकृतिभ्यो ज्ञायते

નારાયણનો નાશ (તેના) દુષ્કૃતિઓનું પરિણામ છે. नारायणस्य नाशो दुष्कृतीनां फलम्

ધૈર્ય માણસોનુ શ્રેષ્ટ ભુષણ છે. धृति र्नरस्य परमं भूषणम्

પરમેશ્વર વિષે ઘણી પ્રીતિ એ ભક્તિ કહેવાય છે. इश्वरे परमःस्नेहो भक्तिरभिधीयते

માણસની બુદ્ધિનો વિકાસ એ શિક્ષણનું પરિણામ છે.

મ

मनुष्यस्य बुध्धेर्विकास उपदेशस्य परिणामः
કાંતિમાં સીતાનું મોંહ ચંદ્ર જેવું છે. कान्त्याम् सीताया मुखं चन्द्रइव, ( चन्द्रेण समं ) वा
હાથીની ગતીમંદ હોય છે. गजस्य गति मन्दा
બાપ કન્યાઓને પુષ્કળ ધન આપતો હવો. पिता दुहितृभ्यः प्रभूतं धन मयच्छत्
બ્હેનની ભેટ એ પ્રીતિનું ચીન્હ હતું. स्वसुरुपहारःप्रीतेश्चिन्हमासात्

---

# भाग ८ मो.

## પાઠ ૨૨ મો.

सत्वं जयतु સત્યનો જય થાઓ.
वत्स पितरं प्रणम છોકરા તારા બાપને નમ.
अयोध्यां दूता गच्छन्तु જાસુસો અયોધ્યા જાવ.
पुत्रावश्वमारोहताम् બે દીકરાઓ ઘોડે ચઢે.
रे रे मा विनयं त्यजत અરેરે વિનયને તજો નહિં.
सख्यौ पुष्पाण्यानयतम् બે સખીઓ, ફુલો લાવો.
वयस्योपवनं प्रविशाव હે મિત્ર આપણે બંને બાગમાં પેસીએ.
जलं त्यज घृतं पिब પાણીને ત્યજ ઘી પી.

कथं व्याघ्राणां संनिधौ निवसानि હું કેવી રીતે વાઘોની સમીપમાં રહું.

लोको दुर्गाणि तरतु भद्राणि पश्यतु લોક દુઃખને તરો ક- લ્યાણને જુઓ.

नराणां व्याधयो नस्यन्तु માણસોના વ્યાધિઓ નાશ પામો.

मयुरौ प्रासादस्य शिखरे नृत्यताम् બે મોર મહેલની ટોચ- પર નાચો.

बालका अनृतं मा वदत બાળકો જુઠું બોલો નહિ.

आसनयो र्निषीदतम् તમે બે આસનપર બેસો.

डिम्भ जननी माह्वय છોકરા માને બોલાવ.

भूपतयःसर्वदा प्रजा धर्मेण रक्षन्तु રાજાઓ હમેશાં પ્રજાને ધર્મ પ્રમાણે રક્ષો. (પાલણ કરો)

जनःसदानन्दमनुभवतु માણસ હમેશાં આનંદ પામો.

शत्रोःप्रतिक्रिया मुपादिशतू શત્રુનુ વેર લેવાનો ઉપાય શિખવો

पितरा प्रसीदतम् માતા પિતા પ્રસન્ન થાઓ.

सत्यान्मा प्रमाद्याम આપણે સત્યથી ભુલ કરો નહિ.

सुवर्णकारः सुवर्ण तोलयन्तु સોની સોનું તોળે.

पित्रो गुरोश्च वचन मनुतिष्ठ માબાપનું અને ગુરૂનુ વચનપાળ.

पूज्या न्पूजय પુજ્ય પુરૂષોનુ સન્માન કર.

विश्राम्यन्तु पान्थास्तरोश्छायायाम् મુસાફરો વૃક્ષની છા- યાનો આશ્રય કરો.

क्षालयतां हस्तौ बालौ બે બાળકો (બે) હાથ ધુએ.

(તમારા) ભાઇનુ નામ કહો. भ्रातु रभिधानं कथयत

હે બાળકો તમે નિશાળ જાઓને પાઠ શિખો. बालाःपाठ-

शालां गच्छत पाठं पठतच[1]

ઇશ્વર રાજાનું રક્ષણ કરો. इश्वरो नृपं रक्षतु

આપણે ડાહ્યા માણસોની શિખામણોને અનુસરિયે प्रज्ञा-
नामुपदेशा ननुसराम

દેવો પ્રસન્ન થાઓ. देवास्तुष्यन्तु

અરે હરિ અને માધવ તમે બડબડો મા. हरे माधव चमा
जल्पतम्

રામની ફતેહ વિષે શક તજો. रामस्य विजये शङ्कां त्यजत

આ પ્રમાણે માણુસોના શત્રુઓ ફના થાઓ. एव जनानां
शत्रवो नस्यन्तु

ગરીબોને ધન આપો. दरिद्रेभ्यो द्रव्यं यच्छ ( यच्छत )

હે ચાંડાલ બ્રાહ્મણને અડકમા. चाण्डाल ब्राह्मणं मा स्पृश

અમે સોમરસ પીએ सोमं पिबाम

( તે ) ( પોતાના ) કુળનાં સારાં કામો સંભારો. वंशस्य
सुकृतीः स्मरतु

અમે માણસોના વખાણોને લાયક થઈએ. नृणां स्तुतीरर्हाम

( આપણા ) મિત્રોના અપરાધો ( આપણે ) ક્ષમા કરીએ.
मित्राणा मपराधान् क्षाम्याम

હે બાળક તું પિતાને ગાઢ આલિંગન કર. कुमार पितरं
दृढं श्लिष्य

હે બાળકો મુંગા પ્રાણીઓને દુઃખ દેતા નહિ. बालका
मुगान् जीवान् मापडियध्वम

---

[1] જે પદો જોડવાં હોય કે છૂટાં પાડવાં હોય તે સર્વને છેડે એકજ વાર કે પ્રથક્ પ્રથક્ च કે वा મૂકાય છે.

હરિનું મા ક્રોધથી ગભરાય નહિ. हरेश्चितं क्रोधेन माक्षुभ्यतु
પાપમાં (આપણું) આળોટિએ નહિ. पापे मालुठ्याम
ગોવાળને ગાયો ઘેર લઈ જવા દો. गोपो धनूर्गृहं नयतु
સોના વિષેનો લોકનો લોભ ઓછો થાઓ. जनानां सुव-
 र्णस्य तृष्णाल्पी भवतु
(બે) બાળકો માને ખુશી કરો. पुत्रौ मातरं प्रीणयताम्
ભિખારીઓને ચોખા વિણવા દો. भिक्षुका स्तण्डुल मुञ्छन्तु
મૂર્ખાઓ બડબડો मूर्खा जल्पन्तु

---

## પાઠ ૨૩ મો.

शत्रुभिःसह[1] युध्यस्व શત્રુઓની સાથે લઢ.
चित्तं स्वास्थ्यं लभताम् ચિત્ત શાંતી પામો.
शिष्या गुरून् वन्दध्वम् હે શિષ્યો ગુરૂઓને નમો.
प्रजाया हिताय पार्थिवाःप्रवर्तन्ताम् પ્રજાઓના હિતને માટે
 રાજાઓ મંડો. (પ્રવૃત્ત થાઓ)
कन्ये गीतं शिक्षेताम् બે છોડીઓ ગીત શીખે.
भर्तारं सेवेथाम् તમે બે સ્વામીને સેવો.
कथं दुःखं सहै કેવી રીતે દુઃખ સહન કરૂં.
कीर्तये यतामहै આપણે કીર્તિને માટે યત્ન કરો.
भूपते विजयस्व રાજા જય પામ.
भ्रातु र्गुणान् माश्लाघध्वम् ભાઈના ગુણોને વખાણો નહિ.

---

1 જે નામને सह અવ્યય જોડવામાં આવે છે તે નામ તૃતીયા-
વિભક્તિમાં મૂકાય છે.

नराधान्यस्य समृद्ध्या मोदन्ताम् માણસો અનાજની વૃ-
  દ્ધિથી રાજી થાઓ.
आचारं प्रतिपद्येथाम् તમે(બે) સદા ચાર તરફ પગલાં ભરો.
जनानां धर्मेऽभिलाषो वर्धताम् માણસોની ધર્મમાં ઈચ્છા વધો.
शृगालौ म्रियेताम् બે શીઆળ મરણ પામો.
वार्ताः श्रूयन्ताम् ખબરો સાંભળો.
प्रश्रय मवलम्बस्व સભ્યતા રાખ.
प्रकाशन्तां पराक्रमेण नृपस्य सूनवः રાજાના પુત્રો પરાક્રમ-
  થી શોભો.
रमतां चित्तं छात्राणां विद्यायाम् વિદ્યાર્થીનું મન વિદ્યામાં
  હરખાઓ.
संगीत मारभामहै આપણે ગાયન આરંભો.
प्रजनां कल्याणाय क्लेषाःसह्यन्तां नृपैः પ્રજાના સુખને માટે
  રાજાઓથી કલેશ સહન થાઓ.
प्रेक्षस्व वनस्य शोभाम् જંગલની શોભા જો.
संकटेऽप्यनृतं माभाषावहै આપણે બેએ સંકટમાં પણ જુઠું
  બોલવું નહિ.
मानिष्ट माशङ्केथाम् તમે બે ભુંડુ ધારો નહિં.
शोभन्तां तरवःफलाना मुद्गमेन વૃક્ષો ફળોના આવવાથી શોભો.
दुराचारेभ्यःकल्याणं माशंसध्वम् દુષ્ટ કૃત્યોથી સુખની
  આશા રાખવી નહિ.
રાજાના શત્રુઓ થરથરો. नृपस्य शत्रवो वेपध्वम्
તું કેરી ચાખ. आम्रं स्वादस्व
તમે સંસ્કૃતનો અભ્યાસ શરૂ કરો. संस्कृतस्याध्ययनमारभध्वम्

આપણે ઇશ્વરના હુકમને તાબે થઇએ. ईश्वरस्याज्ञा अनुरुध्यामहै

ચંદ્ર પ્રકાશો. इन्दुःप्रकाशताम

બે પુસ્તકો અહિં અણાય. पुस्तके इहानियेताम

તમે બે દેવદત્તને શત્રુ ન ધારો. देवदत्तं शत्रु म मन्येथाम

તમે માણસોની આબાદીમાં ખુશ થાઓ. नृणाम् भूतौ मोदध्वम

હે લુચ્ચા તું મર. खल म्रियस्व

માણસો ખરાબ કામથી લજ્જા પામો जना दुराचारैर्लज्जन्ताम्

ઓસડના ગુણોની પરીક્ષા કરાવો औषधस्य गुणाःपरीक्षन्ताम्

યોગ્ય માણસને ધન અપાવો. पात्रेभ्योधनं दीयताम्

માણસો હમેશાં સત્ય શોધો. जनाःसर्वदा सत्यं मृगयन्ताम्

પાપીઓને વખાણતા નહી. पापान् माश्लाघध्वम

પક્ષીઓ ઝાડની શાખાઓ ઉપરથી ઉડવા દો. विहगास्तरोः शाखाभ्योडयन्ताम्

સાધુ લોકોના પ્રમાણિકપણાને લુચ્ચાઓ હસો. खलाः सज्जनामृजुताम्प्रतिविहसन्तु

બ્રાહ્મણોને અનાજના ઢગલા અપાવો. अन्नस्यराशयो विप्रेभ्यो दीयन्ताम् અથવા दीयध्वम.

રાજાને પુત્ર થાઓ. नृपस्य पुत्रो जायताम्

તું તારી ઇચ્છાઓ મેળવ. अभिलाषाँ लुभस्व

મારા પિતાના હુકમોની હું અવજ્ઞા કરૂં નહિં. जनकस्याज्ञांमावधीरयै

અમે બે શત્રુઓનો નાશ કરીએ. अरीन्निपूदयाव

ચાકરના બે અપરાધો શેઠ વડે માફ થાઓ. भृत्यस्यापराधौ स्वामिना क्षम्येताम्

શ્રમ વડે દ્રવ્ય મેળવો, ભીખ માંગતા નહીં. श्रमेण धनं लभध्वम् मायाचध्वम्

બે બાળકોને મોદકો ચાખવા દે. बालकौ मोदकान् स्वादेताम्

અમે બે લઢાઈમાં ન મરી જઈએ. युद्धे माहन्यावहै

---

# भाग ९ मो.

## પાઠ ૨૪ મો.

जलं पातु नदी मगच्छत् તે પાણી પીવાને નદીએ ગયો.

कुम्भकारेण घटःकृतः[1] કુંભારથી ઘડો થયો છે. (કરાયો)

हरिणा सर्पो दृष्टः હરીથી સર્પ જોવાય છે.

ग्रामं गन्तु मिच्छामि હું ગામ જવાને ઈચ્છું છું.

जनानां पीडाःपरिहर्तु मीश्वरःसमर्थोऽस्ति માણસોના દુઃખો મટાડવાને ઈશ્વર સમર્થ છે.

भार्यां त्यक्त्वा वनंगतः સ્ત્રી તજીને વનમાં ગયો છે.

रामस्य पीडा नष्टा રામનું દુખ નાશ પામ્યું છે.

उपाय श्चिन्तितः ઉપાય ધાર્યો છે વિચારાયો છે.

गृहं प्रविष्टःकिङ्करः નોકર ઘરમાં પેઠો છે.

शम्बुकेन कथितां वार्तां श्रुत्वा रामोऽमुह्यत् શમ્બુકે કહેલી

---

[1] अस्ति ક્રિયાપદ અધ્યાહાર હોવાથી છે લીધો છે.

વાત સાંભળી રામ બેભાન થયા. મુઝાયા.

नद्यास्तीरे चिरं विहृत्योटजं निवृत्तासीता સીતા નદીને કાંઠે ઘણી વાર રમીને પર્ણકુટી ભણી પાછી વળી.

गृहं प्रविश्य क मातेत्य पृच्छत् તેણે ઘરમાં પેસીને પુછ્યું મા ક્યાં છે.

लक्ष्म्या मदेन स्पृष्टोऽसि તું પૈસાના મદથી અડકયો છે. તને પૈસાનો મદ ચડયો છે.

रामेण बहवःकूपास्तडागाश्चोत्खाताः રામથી બહુ કુવા અને તળાવો ખોદાયા.

एवमुक्तो हरि र्ब्राह्मणाय धनमयच्छत् એમ કહેવાયલો હરિ બ્રાહ્મણને ધન આપતો હવો.

अश्वमारोढुं मतिर्जाता ઘોડે ચઢવાને મરજી થઈ.

शत्रुन् जित्वा नगरीं प्राविशत् તે શત્રુઓને જીતીને શહેરમાં પેઠો.

सखीभिःपृष्टाललनाऽलज्जत બહેનપણીઓથી પુછાયલી સ્ત્રી લજ્જા પામી.

क्लेशःसोढःसीतया સીતાથી દુઃખ સહેવાયું.

पृथिव्यां चरितं यज्ञियोऽश्वो मुक्तः પૃથ્વીમાં ફરવાને યજ્ઞનો ઘોડો છુટો મુકયો છે.

वनात्प्रतिनिवृत्य रामो राज्यंकर्तु मारभत વનમાંથી પાછા ફરીને રામે રાજ કરવાનું આરંભ્યું.

पङ्केपतितां धेनु मुद्धरति તે કાદવમાં પડેલી ગાયને ઉચકી લેછે.

रक्षितोऽस्मि देवेन હું ઇશ્વરથી રક્ષાયલો છું

बहूनि काव्यानि पठितानि[1] हरिणा ઘણાં કાવ્યો હરીથી શિખાયાં છે.

आतपेनक्रान्ता स्तरोर्मूलंभजामः તાપથી તપેલા અમે ઝાડના મૂલ આગળ જઇએ છીએ આશ્રય લઇએ છીએ.

વાદળાં પવન વડે વિખેરાય છે. वायुना मेघा निरस्ताः

ખેતરો ખેડુતો વડે ખેડાય છે, અને અનાજ વવાય છે. कृषीवलैःक्षेत्राणि कृष्टानि धान्य मुप्तञ्च

શિષ્યને સારી રીતે શિખવીને આચાર્ય તેને પરણવાની પરવાનગી આપતો હવો. शिष्यं सुष्ठु विनीय, गुरुःपरिणेतु मनुज्ञामयच्छत्

સમુદ્ર પવનથી ખળભળે છે. समुद्रो वायुना क्षुब्धः

કુતરાનાં પગલાંને અનુસરીને દેખાડેલી જગ્યાએ તે આવ્યો. सारमेयस्य पदान्यनुसृत्य निर्दिष्टं स्थान मागच्छत्

શિવ રાવણની ભક્તિથી સંતુષ્ટ થયો શિવો રાવણस्य भक्त्या संतुष्टः

ઈશ્વર વડે સદ્ગુણોનું બી માણસોના હૃદયમાં મુકાએલું છે. इश्वरेण मनुष्याणां हृदये सद्गुणानां बीजं निहितम्

તમારા શત્રુને જીતવાને તઈયાર થાઓ. शत्रुंजेतु मुद्यतोऽभवत

યુદ્ધમાં ઘણા સિપાઈઓ મરાયા. युद्धे बहवःसैनिका हताः

પોતાના મૃત ભર્તારનું સ્મરણ કરીને (તેણી) ફરીથી મુર્છા પામી. मृतं भर्तारं स्मृत्वा पुनरमूर्च्छत्

અભિષેકની વેળાએ સર્વ માણસો કેદખાનામાંથી મુક્ત

---

1 સંસ્કૃતમાં નામને જે લિંગ, વચન, અને વિભક્તિ લાગે તે વિશેષણને પણ લાગે જેમ उद्यन्तं चन्द्रमसं

થયા. अभिषेकस्य समये सकला जनाःकारा गृहान्मुक्ताः

બાળક ચંદ્રને પકડવાને ઇચ્છે છે. बालक इन्दुं ग्रहितु मिच्छति

પોતાના શ્રમનું ફળ નારાયણે મેળવ્યું. नारायणेनोद्यमस्यफलं लब्धम्

દેવીને નમીને તે દેવાલયથી પાછો આવ્યો. देवीं प्रणम्य देवालया न्निवृत्तः

હરિના અપરાધો પિતા વડે માફ કરાયા. हरेरपराधाःपित्रा क्षान्ताः

પર્વત ઉપર ચઢીને તેણે એક તળાવ જોયું. पर्वतमारुह्य कासारम पश्यत्

ભયનું કારણ જતું રહ્યું. भयस्य कारणं गतम्

સજ્જનોને રસ્તે દુર્જનોને દોરવાને તે યત્ન કરે છે. शठान् सज्जनानां मार्गंनेतुंयतते

બાળક સમુદ્રના કિનારા ઉપર મુકી દેવાયું. बालः समुद्रस्य तीरे त्यक्तः

માર્ગમાં સિપાઈઓ વડે ઘણાં ગામાં બાળવામાં આવ્યાં. सैनिकै र्मार्गेबहवोग्रामा दग्धाः

જગતનાં દુઃખો અનુભવીને તે જોગી થયો. संसारस्य दुःखान्यनुभूय यतिरभवत्

પોતાના મિત્રને જવાબ આપીને તે મુંગો ઉભો રહ્યો. मित्रं प्रतिभाष्य मुकोऽतिष्ठत् ( तुष्णीमतिष्ठत् )

હરિની સ્ત્રીને પુત્ર જન્મ્યો. हरेर्भार्यायाःपुत्रो जातः

પરોઢીએ[1] ઉઠીને માણસો પોતાનાં મોહડાં ધોએ છે प्रात-

---

[1] स्था ધાતુના स् નો उद् ઉપસર્ગની પૂર્વે લોપ થાય છે.

रुत्थाय जना मुखानि क्षालयन्ति
રાજ પુરૂષો વડે ચોરો બંધાયા. स्तेना राजपुरुषैर्बद्धाः

---

# भाग १० मो.

## પાઠ ૨૫ મો.

नृशंसेभ्यो गुणवता मपिभयं विद्यते દુષ્ટોથી ગુણવંતોને પણ ભય હોય છે.

चन्द्रस्य प्रकाशःशरद्याह्लादको भवति ચંદ્રનો પ્રકાશ શરદ્ ઋતુમાં આનંદ કારક હોય છે.

विद्युतामह मेघो वियाति वर्तते વિજળી સાથે વાદળું આકાશમાં છે.

वत्स आयुष्मान् भव પુત્ર દીર્ઘાયુષિ થા.

धीमन्तो लोकेयशस्वन्तो भवन्ति બુદ્ધિ મતે લોકમાં પ્રખ્યાત થાયછે. (લોક શબ્દ જગત્ અર્થમાં પણ પ્રવર્તેછે.)

रामो मूर्तिमान् धर्म इव રામ શરીર ધારી ધર્મ જેવો છે.

जयतःशत्रून् मोपक्षस्व જય પામતા શત્રુઓને જો નહિ.

भवद्भिरादिष्टःकिंकरो नगर मगच्छत् આપથી હુકમ કરાયલો નોકર ગામમાં ગયો.

[1]नमो भगवते वासुदेवाय ભગવાન વાસુદેવને ( શ્રીકૃષ્ણને ) નમસ્કાર હો.

---

૧ જે નામને नमः કે स्वस्ति જોડવામાં આવે તે નામ ચતુર્થીમાં મૂકાય છે स्वस्ति हरये.

[1]पश्यतो गुरोःशिष्येणा विनयः कृतः ગુરૂના જોતાં છતાં શિષ્યથી અવિનય કરાયો.

हुतभुजा दग्ध मरण्य मपश्यन्नलः નળે અગ્નિથી બળેલું જંગલ જોયું.

दिनेषु[2] गच्छत्सु नारायणःपण्डितोऽभवत् દિવસો ગયા ત્યારે નારાયણ પણ્ડિત થયો. ( કેટલાક દિવસો ગયા ત્યારે )

मरुतांभर्तार्जुनं द्रष्टु मिच्छति વાયુના સ્વામિ અર્જુનને જોવાને ઇચ્છે છે.

महींशासति दशरथेभूभृतिजनाःसुखभाजोऽभवन् દશરથરાજા પૃથ્વીમાં રાજ કરતા હતા ત્યારે માણસો સુખી થયા.

कवीनां वाक्षु माधुर्यमस्ति કવિઓના વચનોમાં મીઠાશ છે.

सुहृदोर्वचनमलङ्घनीयम् બે મિત્રોનું વચન ઉલ્લંઘન કરાય એવું નથી.

भवन्तःपुत्रै सहागच्छान्त्विति श्रीमतो देवस्याज्ञा આપ પુત્રોની સાથે આવો એવી શ્રીમાન દેવની આજ્ઞા છે.

घटामृदो विकारा अलंकाराश्च सुवर्णस्य ઘડાઓ માટીનાં સ્વરૂપ છે ને ઘરેણાં સોનાનાં સ્વરૂપ છે.

प्राणाना मत्ययेऽप्यसन्तःसद्भिर्नाभ्यर्थ्यन्ते પ્રાણના વિયોગમાં પણ દુર્જનો સજ્જનોથી પ્રાર્થના કરાતા નથી.

---

૧ વર્તમાન કૃદન્તની સાથે નામની ષષ્ઠી વપરાય છે. તેને अनादरार्थे " નહિ ગણકારતાં ,, ( એવા અર્થની ) ષષ્ઠી કહે છે.

૨ વર્તમાન કે ભૂત કૃદન્તની જોડે નામની સપ્તમી વપરાય છે તેને सति सप्तमी કહે છે.

इह जगति पुत्रस्योद्भवउत्सवस्य हेतुः આ સંસારમાં પુત્રનો જન્મ તે હર્ષનો હેતુ છે ( કારણ છે ).

संदेहसतामन्तकरणस्य प्रवृत्तयः प्रमाणम् સંદેહમાં સજ્જનનાં અન્તઃકરણનાં વલણો તે પ્રમાણરૂપ છે.

विपद्युच्चैःस्थीयते सद्भिः વિપત્તિઓમાં સજ્જનોથી ઉંચા રહેવાય છે.

दृशदि निषण्णो गुरुःशिष्यान् धर्म मुपादिशत् પત્થર ઉપર બેઠેલા ગુરૂએ શિષ્યોને ધર્મ શિખવ્યો.

अधमर्णाःसर्वथा परवन्तो भवन्ति કરજદારો બધી રીતથી પરાધીન થાય છે.

अकालो नास्ति धर्मस्य जीविते चंचले सति જીંદગી ચંચળ છે તેથી ધર્મનો ( કોઈપણ ) અયોગ્ય કાલ નથી.

નારાયણ પરાધીન નથી. नारायणःपरवान्नास्ति

હરણાં જંગલોમાં પત્થરો ઉપર બેસે છે. मृगा अरण्ये दृषदूसूपविशन्ति

ઈન્દ્ર દેવોનો રાજા છે. इन्द्रो देवानाम् प्रभुः

કાર્તિકની પડવેએ મોટો ઓચ્છવ છે. कार्तिकस्य प्रतिपादि महोत्सवोऽस्ति

મેં એક છોકરાને નિશાળે જતાં જોયો. कुमारंपाठशालां गच्छन्त मपश्यम्

ચઢતીમાં માણસને બહુ જણ અનુસરે છે; संपदि जनं बहवो मनुष्या अनुसरन्ति

પડતીમાં માણસ મિત્રો વડે તજાય છે; जन आपदि सुहृद्भिस्तज्यते

કૃષ્ણે માણસોને ઘોડા હાંકતાં જોયા. कृष्णो जनानश्वान् चोदयन्तान (नोदकान्) पश्यत् ।

સંન્યાસિઓ જગતને જંગલ માને છે; यतयो जगदरण्य मिवमन्यते ।

બુદ્ધિમાન નારાયણ વડે એક પુસ્તક રચાય છે. धीमता नारायणेन पुस्तकं प्रणियते ।

ગુણવાન માણસો પણ દુર્જન વડે નિન્દાય છે; गुणवता मपि नृशंसेभ्योनिन्द्यन्ते ।

માણસો સર્વદા લાંબી ઉમરવાળા થવાને ઇચ્છે છે; जनाः सर्वदा युष्मन्तो भवितु मिच्छन्ति ।

ભગવાન મુની વડે એવું ફરમાવેલું છે; भगवता मुनिनैवं मादिष्टम् ।

ક્રોધ નરમ વાણીવડે શાંન્તથાયછે मृद्वावाण्याक्रोधःशाम्याति।

નારદ આકાશમાંથી (નીચે) ઉતર્યો; नारदो वियतोऽवातरत्

સજ્જનો ધન વડે ગર્વિષ્ટ થતા નથી; सुजनाःसंपदोद्धतान भवन्ति

સ્વર્ગમાં જતી વખતે (આપણા) ગુરૂએએવું કહ્યું; स्वर्गं गच्छता गुरुणैवमुपादिष्टम्

વનમાં રહેતા રામ અને લક્ષ્મણ ઘણા રાક્ષસોનો નાશ કરતા હતા अरण्ये वसन्तौ रामलक्ष्मणौ बहून् राक्षसान् न्यसूदयताम्

આપના દર્શન વડે હું ઘણો સંતુષ્ઠ થયો. भवतो दर्शनेनातिव प्रसन्नास्मि

બુધ્ધિમાન પુરૂષો રાજાની સભામાં પુજાય છે. धीमन्तो नृ-

पाणाम् सभासुपूज्यन्ते ।

પવન થડમાંથી ઢીલાં થયેલાં ફૂલોને હરણ કરે છે; पत्रनां वृन्तात् श्लथानिकुसुमानि हरति ।

વિજળી કવીઓ વડે વાદળાંની સ્ત્રી ગણાય છે; कविभि र्विद्युन्मेघस्य पत्नीव मन्यते ।

અગ્નિ જો સ્પર્શ કરવામાં આવેતો યજ્ઞ કરનારને પણ બાળે છે. स्पृष्टो हुतभुग्होतारमपि दहति

સુખીયોની સુખસારૂ ઇચ્છા સુખના ઉપભોગથી વારંવાર વધે છે. सुखभाजाम् सुखेऽभिलाषःसुखस्य भोगेन बहुधा वर्धते

આબાદ અયોધ્યા શહેરમાં રામ રહ્યા. रामःश्रीमत्यामयोध्यायाम् नगर्यामवसत्

---

## પાઠ ૨૬ મો.

योगिनःफलाशिनो भवन्ति । યોગિઓ ફલ ભક્ષક હોય છે.

अपराधिनं माक्षमस्व । ગુન્હેગારને માફ ન કર.

अनुजीविने कुप्यति भर्ता । સ્વામિ શેવકઉપર ગુસ્સેથાયછે.

दशरथस्यपुत्रो नाम्नारामः દશરથનો છોકરો નામે રામ છે.

ब्रह्मणःप्रजाःप्रजायन्ते । બ્રહ્માથી પ્રજા ઉત્પન્ન થાય છે.

राजन् कुशलीभव । હે રાજા કુશળ થા.

कञ्चुकी राज्ञान्तःपुरेऽधिकृतःपुरुषः । કંચુકી રાજાઓના જનાનખાનામાં અધિકારવાળો પુરૂષ છે.

भाविनोऽनर्थोऽज्ञातुंनसमर्थोऽस्तिजनः થનાર અર્થને જાણવામાં માણસ સમર્થ નથી.

अश्मभिरश्वस्य गतिःकुंठिता પત્થરોથી ઘોડાની ચાલ ખળાએલી છે.

जगत्कर्तुर्महिम्नांफलं सर्वत्र दृश्यते ઈશ્વરના મહિમાનું ફળ સઘળે જણાય છે.

क्षेत्रगामिना वर्त्मना गच्छन्तं यात्रिकम पश्यम्। મેહેં તીર્થે જવાના માર્ગમાં જતા જાત્રાળુને જોયો.

जनस्य कल्याणाय यतमानेन रामेणात्मा क्लेश मुपानीयत। લોકના કલ્યાણને માટે મહેનત કરતા રામથી જીવ કલેશમાં નંખાયો.

आत्मनःपुत्राणाम कर्मसु कौशलंप्रशंसति। તે પોતાના છોકરાઓની કાર્યોમાં કુશળતા વખાણે છે.

कृष्णो वसुदेवस्यसम्दानि वसन्नंबरादवतरन्तं नारदमपश्यत्। કૃષ્ણ વસુદેવના ઘરમાં રહેતા આકાશમાંથી ઉતરતા નારદને જોતો હતો.

श्रीषेण राज्ञोमहिषी सूर्यचन्द्रञ्चात्मनोत्संग वर्तिनौस्वप्नेऽपश्यत्। શ્રીષેણ રાજાની સ્ત્રી સૂર્યને તથા ચંદ્રને પોતાના ખોળામાં જોતી હતી.

अपराधिनःपुरुषान् दंडयन्तुराजानः અપરાધી પુરૂષોને રાજાઓ શિક્ષા કરો.

अश्मनेवनिर्मितं दुष्टानांहृदयंपरकीयस्यदुःखस्य श्रवणेन न कदापिद्रवति। પત્થર સમાન નિર્મિત થયેલ દુષ્ટોનું હૃદય પારકાના દુઃખના શ્રવણથી કોઈ પણ વખત

ઓગળતું નથી.

शुभानाम् कर्मणा मारम्भःकल्याणाय શુભ કર્મનો આરંભ કલ્યાણને માટે છે.

जगतः कुटुम्बिनंमन्यत आत्मनः साधु। સત્ય પુરૂષ પોતાને જગતથી કુટુમ્બ વાળો માને છે.

प्राणिनामुपकारायैव साधुनाम् जगति जीवितं। પ્રાણીઓ-નાં ઉપકારને માટેજ સાધુઓનું જગતમાં જીવન છે.

प्रियवादिनाम् प्रियवादित्वंदैन्यं गण्यते शठैः। મીઠું બોલ-નારનું મીઠું કહેવાપણું તે લુચ્ચાઓથી ગરીબડાઈ ગણાય છે.

अज्ञानादात्मनो विनाशायैव केवलंराज्ञा दशरथे न व्यालीव कैकेय्यात्मनः सद्मनि निवेशिता। રાજા દશરથે કેવલ અજ્ઞાનથી પોતાના નાશનેજ માટેજ વાઘણ જેવી કૈ-કેયીને પોતાના ઘરમાં રખાઈ હતી.

प्रसन्नो भवतोऽन्तरात्मा। આપનો જીવ રાજી થયો છે.

दिनस्यपूर्वार्धे वृक्षाणाम् छाया आरम्भे गुर्व्यःक्रमेणक्षयि-ण्यःपरार्धेतुपुरा लघवःपश्चाद्वृद्धिमत्यः દિવસના પહેલા ભાગમાં ઝાડોની છાયા આરંભમાં મોટી અને ક્રમે કરી નાની અને પાછલા ભાગમાં તો લઘુ ને પછીથી મોટી હોય છે.

हेम्नः संलक्ष्यतेह्यग्नौ विशुद्धि श्यामिकाऽपिवा। ખરેખર સોનાનું વિશુદ્ધપણું અને નરસાપણું અગ્નિમાં જણાય છે.

દેવદત્ત બુદ્ધિમાન છે; देवदत्तो मेधावी।

બાપ દીકરાને પ્રીતિથી ભેટયો; पिता पुत्रं प्रेम्णा कुश्यत्

ચાકરો ધણીને તાબે રહે છે भृत्याःस्वामिनमनुसरन्ति
ઝાડો પર્વતો ઉપર ઉગે છે. शिखरिषु वृक्षा रोहन्ति
હું છોકરાઓનાં નામ જાણતો નથી. कुमाराणां नामानि
न स्मरामि । पुत्राणामून्नामानि नज्ञानामि ।
નળ વિશ્વકર્માનો પુત્ર હતો नलो विश्वकर्मणस्तनयः
પંખીઓ આકાશમાં ઉડે છે. पक्षिणोऽम्बरे डयन्ते
ચામડાના જોડા કરાય છે. चर्मण उपानह क्रियन्ते
હરીનો નાશ (તેના) કામોનો પરીણામ છે. हरेर्नाशःकर्मणां परिणामः
રાણીનો સંદેશો કંચુકી વડે રાજા તરફ લઇ જવાયો राज्ञंनराज्ञ्याः संदेशः कंचुकीनाहृतः
મધુર રીતે બોલું છું તો પણ (હું) સત્ય કહું છું प्रियवाद्यपि सत्यं वदामि ।
સર્વ સૃષ્ટિ બ્રહ્માથી ઉત્પન્ન થઇ अखिला सृष्टि ब्रह्मणोजाता ।
માણસો ભવિષ્યના બનાવ જાણવાને વારંવાર ચિન્તાતુર હોય છે; मानवा बहुशो भाविनोऽर्थाञ्ज्ञातुं सोत्कंठाः
યોગિઓ વડે મનમાં શિવની પ્રાર્થના કરાય છે; शूली योगिभिर्हृदये मृग्यते ।
સત્રુઓના મસ્તકો ઉપર રાજા વડે પગ મુકાયો, राज्ञा शत्रूणाम शीर्षेषुपादो निहितः ।

---

૧ પદને અંતે ङ् ण् કે न् આવ્યો હોય અને તેની પૂર્વે હ્રસ્વ સ્વર હોય અને પર કોઈ પણ સ્વર આવ્યો હોય તો ङ् ण् न् બેવડાય છે.

વિદ્વાન માણસ સદાચરણની સીમાઓ ઓળંગતો નથી.
सुविनितः पुरुष :सदाचारस्य सीम्नो न लंघ्यते
દૂર દેશમાં પોતાના સુખી છોકરાઓની વાર્ત્તા સાંભળીને તે ખુશી થયો. दूरे देशे कुशलीनाम् (स्व) पुत्राणाम् वार्ता श्रुत्वा मोदते
પશુવો વડે પણ પોતાનાં બચ્ચાં ઉપર પ્રેમ દેખાડાય છે; पशुभि रपि वत्सेभ्यः प्रेमाविष्क्रियते
અરણ્યમાં ફલ ખાનરાઓ વડે સુખેથી ઉપજીવિકા કરાય છે वने फलाशिभिः सुखेन जीविकालभ्यते।
તે ઘરમાં પરાણાઓને દેવો પ્રમાણે પુજતો હવો. भर्मण्य तिथिन्देवानिवापूजयत्
માણસ બુદ્ધિના મહિમાથી પ્રખ્યાત થાય છે; बुद्धेर्महिम्ना जनो यशस्वान् भवाति
સારા રાજા ઉપર પ્રજાના વિશ્વાસ વધે છે प्रजाया विश्वासः शुभे राजनिवर्धते ।
માણસોના કૃત્યોથી ( તેઓનું ) હલકા પણું દેખાય છે; मनुष्याणामलघिमात्मनः कर्मभिराविष्क्रियते ।
બ્રહ્મા પ્રાણિઓ, પથ્થરાઓને આકાશ સર્જતો હતો; ब्रह्मा प्राणिनोऽ श्मनोऽम्बरं चासृजत्
ગુન્હેગાર માણસનું મન હમેશાં વ્હેમી હોય છે. अपराधिनः हृदयं सदैव शंकते

## પાઠ ૨૭ મો.

मुनयोवनौकसोऽभवन्। ઋષિયો વનવાસી હતા.
देवान् दिवौकसो वदन्ति। દેવોને સર્ગમાં રહેનારા કહે છે.
कनियांसंभ्रातरमाह्वय। (તું) નાના ભાઇને બોલાવ.
कुशो लवस्यज्यायान् भ्राता। કુશ લવનો મોટા ભાઇ હતો.
प्रेयसो जनान् स्मरति कृष्णः કૃષ્ણ અતિ પ્રિય જનોને સંભારે છે.

उद्यन्तं चन्द्रमसंप्रेक्षस्व ઉગતા ચન્દ્રને જો.
तमोभिर्नभोव्याप्यते। અન્ધકારથી આકાશ વ્યાપેલું છું.
वाससिपरिहिते कन्यया કન્યાથી બે વસ્ત્ર પહેરાયલાં છે.
श्रेयसे यतते। તે કલ્યાણને માટે યત્ન કરે છે.
शत्रुशिरस्सु प्रहरति। તે શત્રુઓને માથામાં પ્રહાર કરે છે.

मनसा हरिंव्रजति। તે મન વડે હરી પાસે જાય છે.
तपसां फल मनुभवतु। તપોનું ફળ ભોગવો.
दुर्वासाः पाण्डवानांवसति मगच्छत्। દુર્વાસા પાંડવોની વસ્તીમાં ગયા.
भूयांसोऽन्नधान्यराशयो वर्त्तन्ते। અહીં ઘણા મોટા ધાન્યના ઢગલા છે.
रामो रक्षांसिहत्त्वा यशोविन्दत। રામે રાક્ષસો હણી કીર્ત્તિ મેળવી.
गंगायाः पयांसिश्वेतानीतिश्रूयते ગંગાનાં પાણી ધોળાં છે એમ સંભળાય છે.

विद्वद्भिरुपदिष्टो दशरथो यज्ञमाहरत् વિદ્વાનોથી સંબોધાયલો દશરથ યજ્ઞ કરતો હવો.

भीमेन वक्षसिताडितः कीचकोऽमुह्यत् ભીમથી છાતિમાં મરાયેલો કીચક મૂર્છા ખાતો હતો.

बहूनि हविंष्यग्नौ प्रास्यति । તે દેવતામાં ઘણાં બળીદાન નાખે છે.

नगरस्यसमीपे तस्थिवद्राजसैन्यमपश्यम् શહેરની પાસે પડેલુ રાજાનું લશ્કર મેં જોયું.

सूर्यस्यतेजसा संतप्तः पान्थश्छायामाश्रयते સૂર્યના તાપથી તપેલો મુસાફર છાંયડે જાય છે.

द्वारका मध्यूषुषोजनस्यसंपदो मनसोऽप्यभूमिरभवन् । દ્વારકામાં રહેનાર લોકની સંપત્તિ મનનો પણ અવિષય હતી.

वसिष्ठस्य वचांसिश्रुत्वा विश्वामित्रेणसह रामस्यगमनं दशरथोऽन्वमन्यत । વસિષ્ટનાં વચનો સાંભળી વિશ્વામિત્રની સાથે રામનું જવાનું દશરથ સ્વિકારતા હતા.

२ ३ १ ६ ५ ४ ९ ७ ८

गुणाः पूजास्थान गुणिषुनचलिङ्गं नचवयः । ગુણવાન પુરૂષોમાં ગુણો માનનાં કારણ છે જાતિ નહિ અને વય પણ નહિ. (એટલે ગમે તે જાતનો હો અથવા ગમે તેટલી ઉમરનો હો તે માનનું કારણ નથી.)

कैकेय्या दारुणं वचःश्रुत्वा महाराजो दशरथः सहसाभूमावपतत्संज्ञश्चा भवत् । કૈકેયીનું ભયંકર વચન સાંભળીને મહારાજ દશરથ એકદમ ભૂમીપર પડયા અને જડ જેવા થઇ ગયા.

હરિએ વાણી વડે માને શાન્ત કરી हरिर्वचसा मातरम

सान्त्वयत्

નારાયણનો નાનો ભાઇ કાશીમાં છે. नारायणस्य कनीयान् भ्राता काश्यांवर्तते.

પાણીનિ વેદોને છન્દસ્ કહે છે. पाणिनिर्वेदांश्छन्दांसिवदति

પવન ફુલોનો પરાગ લાવે છે. पवनःपुष्पाणांपरागमानयति

રાજાની કીર્તિ પૃથ્વી ઉપર પ્રસરે; नृपस्य कीर्तिः पृथ्व्यां प्रसरतु.

પ્રિયંવદા દુર્વાસા પાસે ગઇ; અનેમાફી માગતી હતી प्रियंवदा दुर्वासासमगच्छत् क्षमांचायाचत्

હરીએ સારથીને રથ હાંકતો જોયો हरिरश्वान् नुदन्तं संव्येष्ठरमपश्यत्

રામ નાના ભાઇઓથી સેવાયો; रामः कनियोभि र्भ्रातृभि रसेव्यत

વનમાં રહેનારા રૂષિયોના મઠો ઝાડનાં ડાળાં અને પાંદડાંના કરાયા वनौकसामृषीणामाश्रमास्तरूणाम् पर्णैःशाखाभिश्च×निरमीयन्त

ભગીરથે બ્રહ્માને તપ વડે ખુશ કર્યો भगीरथो वेधसं तपोभिरप्रीणयत

સરોવરોનાં પાણીમાં કમળો છે; सरसां पयस्सु कमलानि सन्ति

રાજા વિદ્વાનોને પૂજે છે; राजा विदुषःपूजयति

જેમ માણસ જુનાં કપડાં તજીદે છે અને નવાં ધારણ કરે છે. તેમ જીવ જુનાં શરીર તજે છે અને નવામાં પેસે છે नरोजीर्णानि वासांसि विहाय नवानि धारयति तथा

जीवो जीर्णानि शरीराणि त्यक्त्वा नवानि प्राविशति
રઘુએ કામઠાં અને તીરો વડે પૃથ્વી જીતી रघुर्धनुर्भिरिषु-
भिश्च महीमजयत्

અગ્નિમાં નંખાએલાં બળીદાન અગ્નિ વડે દેવતાઓ પા-
સે લઈ જવાય છે; अग्नावस्तानि हवींष्यग्निनाद्दिवौक-
सो नियते.

જે લોકો અયોધ્યામાં રહેતા તે સુખી હતા. येजना अयो-
ध्या मध्यूषिवांसस्ते कुशलिन आसन्

પ્રકાશ પછી અંધકાર આવે છે ને અન્ધકાર પછીથી પ્ર-
કાશ આવે છે. तमस्तेजोऽनुसरति तेजश्चतमोऽनुसरति

કાંટાઓ ઉપર જાળ છોડી દેઇને પક્ષિઓ આકાશમાં ઉડયાં
जालं कण्टकेषु क्षिप्त्वा पक्षिणो नमस्यु दडयन्त ।

દરિદ્રી લોકોનું ધન હરણ કરવું તે મોટું પાપ છે दरिद्राणाम्
धनस्यहरणे महद्पापमस्ति

યોધ્ધાઓ કીર્તિને સારૂ મરણને પણ ગણકારતા નથી;
योधा:कीर्त्तये मृत्युमपि नगणयन्ति

નાનો ભાઈ મોટા ભાઈની પાછળ ચાલ્યો कनीयान् भ्राता
ज्यायांसं भ्रातरम न्वगच्छत्

દેવો પાસેથી તે ઘણાં વરદાનો મેળવતો હતો. देवेभ्यो
बहुन्वरानलभत

પ્રમાણિક માણસને ( પોતાના ) જીવ કરતાં સત્ય વધારે
પ્રિય હોય છે. पुण्यवतां प्राणेभ्योऽपि सत्यं प्रेयः

સ્થિર મનથી ભક્તો વડે ઇશ્વર શોધાય છે. स्वास्थ्येन चित्तेनेश्वरोभक्तै र्मृग्यते

વિદ્વાન માણસ સર્વત્ર પૂજાય છે. विद्वान् सर्वत्र पूज्यते

---

## પાઠ ૨૮ મો.

विपदाभि भूतोऽपि न धर्मं त्यजेयम् દુઃખથી અકળાયેલો હોઉં પણ મારે ધર્મ ન તજવો જોઇએ.

इच्छामि सोमं पिबेत् भवान् આપ સોમ રસ પીવો એમ હું ઇચ્છુછું.

किंभो नृत्यं शिक्षेयोतगानम्। કેમ અરે નૃત્ય શીખવું કે ગાયન

भूरिणा प्रयत्नेन तत्वमवगच्छेः તારે મહદ્ પ્રયાસથી સત્ય જાણવું જોઇએ.

पुत्राःसुचरितैःपितरौ प्रीणयेयुः છોકરાઓને (એ) સત્કર્મોથી મા બાપને પ્રસન્ન કરવાં જોઇએ.

इश्वरस्य पूजया शान्ति विन्देवाहि। આપણ બન્ને ઇશ્વરની પૂજાથી શાન્તિ મેળવીએ.

रज्जुं सर्पं न मन्येध्वम्। તમારે દોરડાને સાપ ન ગણવો

दुर्दशां गतेनरि क्षुद्रोऽप्यहितमाचरेत्। માણસ નબળી દશામાં આવે ત્યારે હલકો માણસ પણ તેનું ભુંડું બોલેછે.

वर्धमानं व्याधिं जयन्तं शत्रुं च नोपेक्षत વધતો વ્યાધિને જય પામતો શત્રુ તેની ઉપેક્ષા ન કરવી જોઇએ

पण्डितानाम् समाजेऽपण्डिता मौनं भजेयुः પંડિતોની સભામાં મુર્ખાઓએ મૌન સેવવું.

कुसुमैःसुरभीणि हर्म्येऽध्वखेदं नयेथाः तारे फूलोथी सुगन्धी वाळी हवेलीमां थाक उतारवो.

प्रजानामनुरंजनाय राजानो यतेरन् प्रजाने प्रसन्न करवा माटे राजाए महेनत करवी जोइए.

सुवृत्ताय नृपतये प्रजा न द्रुह्युः सारा राजानो प्रजाए द्रोह न करवो.

यदि हरि विमार्गान्निवर्तेत शोभनं भवेत्। जो हरी खोटे रस्तेथी पाछो फरे तो सारु थाय

धर्मरताः प्राज्ञा हरिं पश्येयुः धर्ममां आशक्त डाह्या पुरुषो हरिने जोशे.

वत्सौ मातुराज्ञामनुरुध्येयाथाम् बेटा तमारे बन्नेने मातुश्रीनी आज्ञा पाळवी.

धैर्यमवलंब्य शत्रुभिः सह युध्येथाः। तारे हिंमत राखीने शत्रुओ साथे लडवुं.

नारायणस्यालस्याद् दारिद्र्यं निष्पद्येत नारायणना आळसथी दळदर आवशे.

शिष्यस्याविनयं गुरुर्न सहेत शिष्यनी अविनयताने गुरुए सहन न करवी.

विपत्तौ धीरो न मुह्येद् धर्मं वा न परित्यजेत्। आपत्तिमां सज्जने मुंझावतुं नहि तेम धर्म पण न तजवो.

इच्छामि पुनरपि पुण्यां भागीरथीमवगाहे वहीत्यवदद् रामं सीता। हुं इच्छुं के आपणे बे फरीथी पण पवित्र गंगामां स्नान करीए एम सीताए रामने कह्युं.

संश्रयाय प्राप्ते मित्रे प्रथम सुकृतानि स्मृत्वा क्षुब्धोऽपि नाभिमुखो

भवेत्। આભયનને માટે મિત્ર આવે ત્યારે પહેલાં સારાં કૃત્ય સંભારી ને હલકો પણ મોં ફેરવે નહિ.

૧ ૨ ૩* ૭ ૫ ૪ ૬

तृषिताय जलं यच्छेद् हरेत् दीनस्य चापदाम्। તરસ્યાને પાણી આપવું અને ગરીબની આપત્તિઓ હરવી.

૧ ૨ ૫ ૩ ૪

नीचैराख्यं गिरि माधिवसे स्तत्रविश्राम हेतोः નીચૈસ્ નામના પર્વતપર તારે ત્યાં વિશ્રામ લેવા માટે બેસવું.

૧ ૨ ૫ ૪ ૮ ૩ ૭ ૬

सूर्येतपत्यावरणाय दृष्टेःकल्पेत लोकस्य कथं तमिस्त्रा। જ્યારે સૂર્ય તપતો હોય ત્યારે લોકની દૃષ્ટીને ઢાંકવાને રાત્રી કેવી રીતે સમર્થ થાય.

---

(તમે બે) ઘેર પાછા આવો ત્યારે હાથ પગ ધોવા. गृहं निवर्तेथेतदा हस्तौ पादौच क्षालयेतम्

માણસોએ મિત્રોને વિસરવા ન જોઇએ. जना मित्राणि न विस्मरेयुः

(તું) જો (તે) ઝાડનું ફળ ચાખે તો મરે यदि वृक्षस्यफलं स्यादेयाःतर्हिम्रियेथाः

(બે) ચોપડીઓ (બે) હાથમાં લઇ જવાય पुस्तके हस्तयो नीयेयाताम्

(તમારે બે જણાએ) ગુરૂ પાસે ન્યાય શાસ્ત્ર શીખવું गुरुन्यायं शिक्षेयायाम्

અહીં ઝાડની છાયામાં (આપણે) બેસીયે. अत्रतरोश्छायायाम् निषीदेम

રાજાએ પ્રજાને ઇજામાંથી બચાવવી. राजानःप्रजा अपायाद्रक्षेयुः ।

( આપણે ) પરમેશ્વરને શુદ્ધ અન્તઃકરણથી પૂજવો જોઇએ. इश्वरं पूतेन हृदयेन यजेम ।

(તારે) ગરીબ માણસોને ધન આપવું दरिद्रेभ्यो द्रव्यं यच्छेः।

(તમારી) ફરજોમાં તમારે ચુકવું નહિ स्वकृत्येभ्योनप्रमाद्येत।

માણસોએ કારણ વિના ગભરાવું નહિ. कारणं विना जना न क्षुभ्येयुः

માણસે બીજાનું ધન તકાસવું નહિ. जनःपरकीयं धनं न लुभ्येत् ।

(બે લુચ્ચાઓ મરાય એવું રાજાએ ફરમાવ્યું शठौताडयेयातामिति राजादिशत् ।

( આપણે ) દેશના રક્ષણમાં મરીએ તો કીર્ત્તિ મેળવીએ यद्दिदेशस्य रक्षणे म्रियेमहि तर्हि यशो लभेमहि ।

સાક્ષીઓએ ઇનસાફની કચેરીમાં હમેશાં સાચું બોલવું. साक्षिणो न्यायसभासु नित्यं सत्यं भाषेरन् ।

જો (હું કાશી જાઉં તો ઘણાં સંસ્કૃત પુસ્તક લાવું. यदि काशीं गच्छेयं बहूनि संस्कृत पुस्तकान्यानयेयम् ।

જો તમે જુઠું બોલો તો ગુરૂ વડે મરાવો. यद्यसत्यं भाषेध्वं भर्तृभिस्ताडयेध्वम् ।

---

* વર્ગીય પહેલા ચાર અક્ષરમાંથી કોઇ પણ વ્યંજન પછી ह આવે તો પૂર્વ વ્યંજનના વર્ગનો ચોથો અક્ષર ह ને ઠેકાણે વિકલ્પે થાય છે જે यच्छेत्+हरेत=यच्छेद्धरेत्

શત્રુ સાથે લડું. એમ વિચારીને રાજા સિપાઇઓને શહેર બહાર લઇ ગયો. शत्रुणा सहयुध्येतेतिनृपःसैनिकान्नगरात् दूनयत् ।

જો હું ખરાબ કામ કરતો જોવાઉં તો ગુરૂ વડે દંડાઉં यदि पापं कुर्वन् दृश्येयं तर्हि गुरुणा दण्ड्येय ।

જો ગરીબ માણસો શહેરમાં ભીખ માગે, તો તેઓ ધન મેળવે. यदि दरिद्रा जना नगरेयाचेरन् किंचद् धनं लभेरन् ।

માબાપ ખુશ થાય એટલા માટે મેં બેનોને ખુબ ધન આપ્યું. पितरौ तुष्यतामिति स्वसृभ्यो बहुधनं मयच्छम् ।

વર વહુએ દરરોજ ઘરમાં અગ્નિ પૂજવો જોઇએ. जायापती प्रतिदिनं भर्मण्यग्निं पूजयेताम् ।

માણસે ફરજ કરવામાં શ્રમને ગણકારવો નહિ जनोधर्मस्यानुष्ठानादायासं नगणयेत् ।

શિષ્યોએ આચાર્યને નમવું જોઇએ. शिष्यागुरुं वन्देरन् ।

વિઘ્નોથી અડચણ આવેલા હોય તો પણ (તમારે) શરૂ કરેલું કામ તજવું નહિ. विघ्नैःप्रतिहता अप्यारब्धं कार्यं न त्यजेत ।

---

## પાઠ ૨૯ મો.

**कोऽत्रागतः । કોણ અહીં આવેલ છે.**

**कस्यैतानि पुस्तकानि । કોનાં આ પુસ્તકો છે.**

**कस्याःपुत्रा एते । કઇના આ બે છોકરાઓ છે.**

यं पुरुषंह्योपश्यं तमेवाह्वयामि । જે પુરૂષને મેં કાલે જોયો તેનેજ હું બોલાવું છું.

साबाला न किंचिदवदत् । તે કન્યા કંઈ પણ બોલી નહિ.

तेभ्योब्राह्मणेभ्यो दक्षिणामयच्छम् । મેં તે બ્રાહ્મણોને દક્ષિણા આપી.

कस्मान्नगराद्दूत आगतः । કયા નગરથી દૂત આવેલો છે.

एतेषांयद्यदिष्टं तत्तत् क्रियताम् । એમને જેજે ગમતું હોય તે તે કરાવો.

याकथापुराणेषु श्रूयन्ते ताएवैतेनाटयन्ति। જે કથા પુરાણામાં સંભળાય છે તેજ આ ભજવે છે.

सएवैष प्रदेशो यस्मिन् प्रिययासह चिरमवसम् । તેજ આ દેશ કે જેમાં હું સ્ત્રી સાથે ઘણો વખત રહ્યો હતો.

येनैतदखिलं जगन्निरमीयत तस्मैनम ईश्वराय । જેણે આ બધું જગત્ સર્જ્યું તે ઈશ્વરને નમસ્કાર હો.

तेषु तेषु शास्त्रेषु निष्णातैःपण्डितैःसहराजाऽभाषत । તે તે શાસ્ત્રોમાં કુશળ પંડિતો સાથે રાજા બોલ્યો.

कयोस्ते वाससी । કયા બેનાં તે બે વસ્ત્ર છે.

ययात्मानंपूतंमन्यते वसिष्ठ स्तामरुन्धतींवन्दस्व । જેનાથી વસિષ્ઠ પોતાને પવિત્ર માને છે તે અરૂન્ધતીને તું નમ.

सर्वासुकलासु प्राविण्यमुपगतो राजपुत्रः ॥ બધી કલાઓમાં રાજપુત્ર નિપુણતાને પામ્યો.

ययामहिषासुरोहतस्तस्मैदुर्गायैनमः જેણીએ મહિષાસુર હણ્યો તે દુર્ગા દેવીને પ્રણામ હો.

तेनद्यौप्रयागेसंगच्छेते । તે બે નદીયો પ્રયાગમાં મળે છે.

याभ्यांचौर्यंकृतंतौपुरुषौ राजाऽदण्डयत्। જે બે માણસોથી
ચોરી કરાય તે બે પુરૂષોને રાજાએ શિક્ષા કીધી.

एतस्यामटव्यां पुराब्रह्मविदोमुनयोन्यवसन्। આ જંગલમાં
પહેલાં બ્રહ્મને જાણનારા મુનીયો રહેતા હતા.

यैर्मेदन्युत्खाताये च कपिलस्य कोपेनदग्धास्तान् सगरस्या-
त्माजान् भगीरथोगंगाया जलेनोदधरत्। જેનાથી પૃથ્વી
ખોદાઈ ને જેઓ કપિલ ઋષિના કોપથી બળ્યા તે સ-
ગર રાજાના પુત્રોને ભગીરથે ગંગાના જળથી ઉદ્ધાર્યા.

यासां विवाहाःस्वपुत्रैःसहसमजायन्तताभिर्जनकस्य कन्या-
भिपप्रन्नौ राजादशरथोऽयोध्यामगच्छत्। જેમના વિવાહ
પોતાના પુત્રો સાથે થયો તેવીઓ જનક રાજાની ક-
ન્યાઓ સાથે રાજા દશરથ અયોધ્યા ગયા.

नदृश्यतेऽत्रकोऽपि रोदनं तु श्रूयते। અહીં કોઇ જણાતું
નથી પણ રડતું તો સંભાય છે.

पुरायानिवस्तूनि महता श्रमेण साध्यान्यासं स्तान्यधुनाय-
न्त्राणां सामर्थ्यादल्पेनैवायासेन साध्यानि પહેલાં જે વ-
સ્તુઓ મહા મહેનતથી મેળવાતી હતી તે હાલ યન્ત્રોના
બળથી થોડાજ પ્રયાસથી મેળવાય છે.

किंतयाधेन्वा क्रियते यस्यादुग्धं नोपलभ्यते તે ગાયથી શું
કરાય કે જેનાથી દુધ મેળવાય નહિ.

यस्यवित्तं अस्ति *सनरःकुलीनःसपंडितःसःश्रुतिमान् गुणज्ञः

---

* सः અને एषः પછી अ શિવાય કોઇપણ સ્વર કે વ્યંજન
આવે તો તેમનો વિસર્ગ લોપ થાય છે.

सएववक्ता च सःदर्शनीयःसर्वे गुणाःकाञ्चनमाश्रयन्ते। જેને પૈસો છે તે માણસ કુળવાન, તે પંડિત, તે વેદ જાણનાર, તે ગુણની કદર જાણનાર, તેજ વક્તા અને તે સુંદર, સઘળા ગુણો સુવર્ણમાં છે.

---

આ એ કોણ છે? एते के।
તેઓ ધંધે કોણ છે! कातेषां वृत्तिः।
તે હરિની દીકરી છે? साहरेर्दुहिता।
તેણીનું નામ શું છે? किं तस्या नाम।
રામે કોને એમ કહ્યું? कस्मैरामएवमवदत्।
તે ગોવિંદનો ભાઇ છે. सगोविन्दस्य भ्राता।
(હું) તે છોકરા સાથે નિશાળે ગયો તेन बालेन सह पाठशाला मगच्छम्।
તેણે નારાયણને પેલા છોકરા સાથે રમતો જોયો. स नारायणं (तेन कुमारेण) तैःकुमारैःसह रममाणमैक्षत।
મિત્રોમાંથી તે કોને સંભારે છે? मित्रेभ्यःकानिस्मरति।
નદીમાં માંછલાં છે. नद्यां मत्स्याःसन्ति।
તે તેણીયે અનુસરાય છે. सतयानुस्त्रियते।
જે તે ગામોમાંથી આવેલા છે તે માણસો ક્યાં છે. तेभ्यो ग्रामेभ्यो आगताःतेनराःकुत्र सन्ति।
જે દેશનો શુદ્રક રાજા છે તે દેશમાંથી તેઓ આવ્યા છે. तस्यदेशस्य शुद्रको राजातस्मात्तयागच्छन्ति
પાસે જે દાસીઓ હતી તેઓને રાણીએ તેણીને માટે દૂસો

લાવવા ફરમાવ્યું. आत्मनोयाद्दास्यःसंनिधावासंस्ता आत्मने कुसुमान्यानेतुं राज्ञ्यादिशत्

મહારાષ્ટ્રાનો રાજા આ ઘરમાં રહ્યો. महाराष्ट्रीयाणां राजैतस्मिन् गृहेऽवसत्

તે છોકરીયોમાંથી કઈ ગાયછે. तासां कुमारीणां का गायन्ति

અહીંયાં આ પુસ્તક કોના વડે મુકાયું.? कैनैषग्रन्थोऽत्रनिहितः।

આ અવિકારી આત્માના સામર્થ્ય વડે આકાશ અને પૃથ્વીને આશરો અપાય છે. एतस्याक्षरस्यात्मनःसामर्थ्येन द्यावापृथिव्यौविधृते।

તેઓ ( બે ) વડે મોટું કૃત્ય કરાયુ નથી. ताभ्यां किमपिमहत् कार्यं न कृतं।

તે અરણ્યમાં હું લાંબા વખત સુધી રહ્યો. तस्मिन्नरण्ये चिरमवसम्

કઈ દિશાએ પેલો લુચ્ચો ગયો? कयादिशा सशाठो गतः

પેલા દેવાલયમાં લક્ષ્મીની સુન્દર મૂર્તિ છે तस्मिन्देवायतनेलक्ष्म्याः सुन्दरा मूर्ति रस्ति

હરી તેને વિશ્વસનીય વાર્તા કહેતો હતો. हरिस्तमश्रद्धेयांकथामकथयत्।

જે ( માણસ ) ને લક્ષ્મી શોધે છે તે તેણીને મળવો મુશ્કેલ કેમ થઇ શકે ? यं लक्ष्मीःप्रार्थयते सतयादुरापः कथंभवेत्

---

## પાઠ ૩૦ મો.

मा हमपराधी । હું અપરાધી નથી.

रघुनाथःस्निह्यत्यावयोः । રઘુનાથ અમો બન્ને ઉપર હેત રાખેછે

कुत्राऽस्ति मेपुत्रकः । મારો છોકરો કયાં છે.

भगवतित्वामहंवन्दे । દેવી તમને હું નમું છું.

मास्मानवधीरय । અમોને ન નિંદ.

विष्णुर्वोऽवतु । વિષ્ણુ તમોને રક્ષો.

त्वयासहोपवनं गन्तुमिच्छामि । તારી સાથે બાગમાં જવાને હું ઇચ્છું છું.

आर्यकथयामिते भूतार्थम् । હે આર્યા તને હું સત્ય કહું છું.

मह्यं धनं नयच्छसि । તું મને દ્રવ્ય આપતો નથી.

शिवो वःशिवायभवतु । શંકર તમારા કલ્યાણને માટે થાવ

बालकौयुवयोःपिताक्वास्ति । બે બાળકો તમારો પિતા કયાં છે.

पृथिवीं रक्षत्सु युष्मासुकुतो नो भयम् । પૃથ્વીને તમે રક્ષો છો છતાં અમને ભય કયાંથી.

युष्मदधिगतां वार्तांसर्वेभ्यःशंसामि । હું તમારી પાસેથી મળેલી ખબરને સર્વેને કહું છું.

तस्यपीडां हर्तुमस्माभिश्चिन्तितउपायोनिष्फलोऽभवत् । તેનું દુઃખ કાપવાને અમારાથી ઇચ્છેલો ઉપાય નિષ્ફળ ગયો.

तत्रसुचरितं ममैवप्रतनुयतो न दीर्घं कालमावांसुखमन्वभवाव । તમારૂ પુણ્ય મારા સમાન લઘુ જેથી આપણે બન્ને લાંબો વખત સુખ ભોગવ્યું નહિ.

त्वरते मममनोऽध्ययनाय । મારૂ મન ભણવાને અધીરૂ છે.

अस्माकमश्व एषः । અમારો આ ઘોડો છે.

क्वगताते माता તારી મા ક્યાં ગઈ.

एतस्य वृत्तान्तस्य श्रवणेनपर्याकुलमावयोर्मनः । આ વાર્તા સાંભળવાથી અમારૂં બનેનું મન ક્ષોભ પામ્યું છે.

किंतव पापेमया रामेणवापापकृतामित्यपृच्छत्क्रुद्धोदशरथः कैकेयीम् । કોપેલા દશરથે કૈકેયીને પુછયું કે હે પાપી સ્ત્રી રામે અથવા મેં તારૂં શું પાપ કીધું.

केननिमित्तेन तस्यैवंत्वमनर्थायोद्यता । શા કારણથી તેનું અનિષ્ટ કરવા માટે તું તૈયાર થયેલ છે.

दीनेष्वस्मास्वप्यै तादृशो भवतःस्नेहः । આપનો આમ ગરીબ ઉપર પણ આવો સ્નેહ છે.

मरुतामेघजालमिवदैवेनास्माकं सर्वेमनोरथा निरस्ताः પવનથી વાદળાના સમુહ જેમ (વિખેરાય) તેમ પ્રારબ્ધે અમારા સર્વે મનોરથો નાશ કર્યા.

૩ ૪ ૨ ૫ ૮ ૧ ૭ ૬
कमपराधलवंमयिपश्यसि त्यजसि मानिनिदासजनंयतः । હે ગર્વિષ્ટ સ્ત્રી મારામાં કયા સહેજ દોષ જુવે છે કે જેથી તું તારા શેવકને છોડી દે છે.

૭ ૧૦ ૯ ૧૧ ૧ ૮ ૨ ૩ ૪ ૬
तेषांवधुस्त्वमसि नन्दिनि पार्थिवानाम् । येषांकुलेषुसविता च
૬ ૫
गुरु वंयंच । હે પુત્રી જેમના કુલમાં સૂર્ય ગુરૂ અને અમે ગુરૂ છીએ તે રાજાઓની તું વહુ છું.

૧ ૨ ૩ ૪ ૫ ૮ ૭ ૬
यूयं वयं वयं यूय मित्यासीन् मति रावयोः
૧૦ ૧૧ ૯ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬
किं जात मधुना येन यूयं यूयं वयं वयम् ॥

તમે તે અમે અને હુમે તે તમે એમ આપણું બંન્નેનું માનવું હતું હવે શું થયું કે જેથી તમે તે તમે અને અમે તે અમે.

તું ડાહ્યો માણસ છે. त्वं बुधोऽसि

હું અણભરૂંસાદાર માણસ છું એમ તું વહેમ લાવે છે. अहमविश्वास्य इति त्वं शङ्कसे किम्।

જ્યારે તમે પર્વત ઉપર ચઢ્યા ત્યારે તમારો ભોમિયો કોણ હતો યदा यूयं गिरिमारोहत तदा युष्माकं मार्गदर्शकः क आसीत्

તમને આ વાત કોણે કહી कस्तामेतांकथामकथयत्

મારો બાપ કાશી ગયો અને જ્યારે તે પાછો આવ્યો ત્યારે તે બહુ પુસ્તકો લાવ્યો, અને મને તે આપ્યાં. मेपिता काशी मगच्छत्। यदासन्यवर्तत तदा स बहूनि पुस्तकान्यानयत्तानिमह्यमयच्छच्च।

ત્યાં જે થયું તે અમને કહો. तत्र यदापतितं तदस्मान् कथय

મારી ચોપડી ક્યાં છે એમ મેં તમને પૂછ્યું. मम पुस्तकं क्वास्तीत्यहं युष्मानपृच्छम्। અમારાથી છુટા પડવામાં દીલગીર થાઓ મા. अस्माभि र्वियोगे मा शोच।

તારી મહેરબાનીથી અમે સંકટો ઓળંગ્યાં तवकृपया वयं संकटान्यपारयाम।

તમારા વડે તે વખતે જે કરાયું તે હું જાણું છું. युष्माभि स्तस्मिन् कालेयत् कृतं तदहं स्मरामि.

સાક્ષિયો મારા વડે સોમવારે આવવાને ફરમાવાયા साक्षिणःमया सोमवासर मागन्तु मादिष्टाः

જ્યારે તમે મારે ઘેર આવ્યા ત્યારે મેં તમને ધાન્યના ઢ-

ગડ્ડા આપ્યા यदायूयं मम गृहमागच्छत तदाहंयुष्मभ्यो धान्यस्य राशीनयच्छम्

તું હરાવાયો છતાં સિપાઈયો જીતનારને તાબે થયા. त्वयि पराजिते सैनिका जेतारं शरणमगच्छन्

અમે ( બે ) ઘણા ઋષિઓના આશ્રમો જોતા હવા आवां बहूना मृषिणामाश्रमानैक्षावहि

આ ફુલો અમારા બે વડે લેવાયાં. एतानि कुसुमान्यावाभ्यामानीतानि ( गृहीतानि )

મારી પાસેથી તે વાર્તા તેને મળી स तांवार्ता मदविन्दत

તમે (બે) સઘળાં માણસોને નિંદો છો युवां सर्वाञ् जनान् निन्दथः

હું તને આ બક્ષિસ આપું છું अहं तुभ्यमेतत् पारितोषिकं यच्छामि ।

તારી પાસેથી ડાહ્યા માણસોનો માર્ગ મને જણાયો त्वत्प्राज्ञानां मार्गो मयाज्ञातः

અપરાધ વિના યજ્ઞ કરનારાઓ મને મારતા હવા ऋत्विजोमामपराधं विनाऽताडयन्

હે દયાળુ પિતા અમો તારાં છોકરાં ઉપર ગુસ્સે ન થા. कारुणिकपितरस्मभ्यं तत्र बालेभ्यो माकुप्य

અમો તેના મિત્રોથી તે દૂર ભટકયો. अस्मत्तस्य सुहृद्भ्यः स दुरमाटत्

તારા વડે તે કુતરાને મારવામાં અયોગ્ય કૃત્ય કરાયું. तस्य सारमेयस्य ताडनेत्वयानुचितं कार्यं कृतम् ।

તું પાળનાર છતાં તારી પ્રજા વિપત્તિ કેમ ભોગવી શકે.
त्वयि रक्षितरि तव प्रजाःकथं दुःखमनुभवेयुः ।
આપણામાં હરિ શ્રેષ્ઠ છે. अस्मासु हरिः श्रेष्ठः ।

---

## પાઠ ૩૧ મો.

इद मासन मलंक्रियतां भवता । આ આસન આપનાથી શોભાવો.

मृगस्य जवस्याक्षम येवामीरथ्या धावन्ति । હરિણની ત્વરાની હરિફાઇથીજ આ ઘોડાઓ દોડે છે.

अनया रीत्या व्याख्येयोऽयं ग्रन्थः । આ ગ્રંથ આ રીતે સમજાવવો જોઇએ.

वत्स विरमास्मात् साहसात् । બેટા ! આ અવિચારી કામથી અટક.

अमूतौ तरू यौह्योऽपश्यम् । આ તે બે ઝાડો જે કાલે મેં જોયાં હતાં.

अस्मै विदुषे ब्राह्मणाय दक्षिणां प्रयच्छ । (તું) આ વિદ્વાન બ્રાહ્મણને દક્ષિણા આપ.

अनयोः कन्ययोः संगतं मे रोचते । આ બે કન્યાઓની સોબત મને ગમે છે.

+इमं सारङ्गमं प्रियाप्रवृत्तयेऽभ्यर्थये । આ સારંગ (પક્ષી) ને પ્રિયાની ખુશ ખબરને માટે વિનવું છું.

---

+ આવી નિશાનીવાળાં વાક્યો એક રાજાનાં કે જેની સ્ત્રી એકાએક ગુમ થએલી હતી તેને સંબોધીને તેણે કહેલાં.

૮ ૫ ૬ ૯ ૭
अयं सखे तिष्ठति संगमोत्सुको विशङ्कसे भीरु यतोऽवधीर-
णाम् ॥ હે બીકણ સ્ત્રી જેના તરફથી તું તિરસ્કારની
શંકા રાખે છે. તે તને મળવાને આતુર અહિં ઉભો છે.

૧ ૩ ૪ ૨ ૭ ૫ ૬
अमुं पुरः पश्यसि देवदारुं पुत्रीकृतोऽसौ वृषभध्वजेन । તું
આ દેવ દારૂના ઝાડને આગળ જુવે છે એ શંકરથી
પુત્ર સમાન કરાયેલું છે.

૫ ૬ ૪ ૭ ૧ ૨ ૩ ૪
+स्त्रीरत्नेषुममोर्वशीप्रियतमा यूथे तवेयं वशा જેમ ટોળામાં
તારી સહચરી હાથણી તને વહાલી છે તેમ સુંદર ર-
ત્નરૂપ સ્ત્રીઓમાં આ મારી ઉર્વશી !

૧ ૩ ૫ ૨ ૪
+मधुकर मदिराक्ष्याः शंसतस्याः प्रवृत्तिम्

૯ ૬ ૮ ૧૦ ૧૧ ૧૨ ૧૦ ૭
वरतनु रथवासौ नैव दृष्टा त्वया मे ।-હે ભમરા ! ઘૂર્ણા-
યમાન નેત્રવાળી સ્ત્રીની ખુશ ખબરને કહે અથવા
મારી તે સુંદરાંગીને તારાથી નથીજ જોવાઇ?

૧ ૪ ૨ ૩ ૬ ૫ ૭ ૮
+हंस प्रयच्छमेकान्तां गतिस्या स्त्वया हृता । હે હંસ! મારી
સ્ત્રીને તું આપ એણીની ચાલ તારાથી હરાઇ છે.

अस्मिन्नेवलतागृहे त्वमभवः । આજ વેલાના માંડવામાં તું હતો.

૧ ૬ ૨ ૩ ૪ ૫
अस्यै वासीन् महति शिखरेगृध्रराजस्यवासः । આનાજ
મોટા શિખર ઉપર જટાયુનો વાસ હતો.

૪ ૨ ૩ ૫ ૧
मनोहरा अमी वृक्षा दृश्यन्त पुष्पधारिणः પુષ્પવાળાં આ-
વૃક્ષો મોહક જણાય છે.

૩ ૧ ૨ ૪ ૫ ૬ ૭
अगच्छ दमुया वीथ्या दास्य मूंद्रुत मानय । જે આ માર્ગે ગઇ તેને હે દાસી તું જલદી લાવ.

૫ ૩ ૧૧ ૨ ૪ ૬ ૮ ૭ ૧૧ ૯ ૧૦
कृतं किमेभि स्तव विप्रियं यदू अनिष्ट मेषा मसि कर्तु मुद्यतः । એમણે તારૂં શું ભુંડું કર્યું છે કે એમનું નુકશાન કરવાને તું તૈયાર થયો છું

૪ ૩ ૫ ૧ ૨ ૯ ૬ ૭ ૮ ૧૦
पादा नमीषां प्रणतो यतोऽसौ भद्रं ततोऽमीभि रमुष्य कार्यम् । જેથી આ માણસ આમના ચરણમાં પડ્યો છે માટે એમનું કલ્યાણ એઓનાથી થવું જોઇએ.

૩ ૧ ૨ ૮ ૭ ૯ ૬ ૫ ૪
पुर्यां पुराऽस्यां किल कालिदासो नाम्ना भवद्यो न्यवसत् कवीशः । પહેલાં આ શહેરમાં કવીશ્વર રહેતા હતા જે નામે કાલિદાસ હતા.

यदि प्रसन्ना भगवतीमं वरं याचे । જો ભગવતી પ્રસન્ન હોય તો હું આ વરને માગું.

अस्मिँल्लोके यत् क्रियते तस्य फल ममुष्मिँल्लोकेनु भूयते આ લોકમાં જે કરાય છે તેનું ફળ પેલા લોકમાં ભોગવાય છે.

एभिर्वचोभिःसान्त्वयमे दुःखितां भार्याम् । તું આ વચનોથી મારી દુઃખી આને શાન્ત કર.

हे सीते पुत्रा विमौ ते । હે સીતા! આ બે તારા છોકરાઓ છે.

આ મારી ચોપડી છે. अयं मे ग्रन्थः

આ માણસો પોતાના રાજાની જીતથી ખુશ થાય છે. इमे मनुष्या ( स्वीयस्य ) राज्ञो विजये मोदन्ते

આ છોકરીઓ નૃત્ય શિખે છે. इमाःकुमार्यो नृत्यं शिक्षन्ते.
આ ગામોમાં બહુ વિદ્વાનો છે. एषु ग्रामेषुबहवोविद्वांसःसन्ति
હું આ આંખોએ દેખતો નથી. अहमाभ्यां नेत्राभ्यां नेक्षे.
આ ઝાડ ઉપર વાંદરો છે. अस्मिस्तरौ कपयो वर्तन्ते.
આ નદીઓમાં બહુ પાણી છે. आसुनदीषु प्रभूतं जलं.
આ પર્વતો ઉપરથી બહુ પત્થરો પડેલા છે. अमीभ्योगिरिभ्यो बहवोदृशदःपतिताः सन्ति
મેં આ લાકડીઓ વડે ચોરને માર્યો. अहमेभि र्लगुडैः स्तेनमताडयं
મેં આ સ્ત્રીઓને શિવના દેહેરામાં જોઇ. अहं शिवालय इमानारीरीक्षे
આ નદિયોનું ઉત્પત્તિ સ્થાન હિમાલયછે. आसां नदीनाम् प्रभवा हिमालये सन्ति
આ છોકરાઓને અને પેલી છોકરીઓને કેટલાક લાડુ આપો. अमीभ्यःकुमारेभ्योऽमूभ्यःकुमारीभ्यश्च कञ्चित् मोदकं यच्छ
અમે પેલા પર્વતના શિખરપરથી ઉતરતો વાઘ જોયો.

अमुष्यपर्वतस्यशिखरादवतरन्तं व्याघ्रमहमैक्षे.
હું મારૂં સોનું આ (બે) ચોરો પાસેથી બચાવતો હવો
अमूभ्यांस्तेनाभ्यामहं मम सुवर्ण मरक्षम
રણસંગ્રામમાંથી દોડતા તે સીપાઈને હું જોતો હવો. अहं त सैनिकं रणभूमेर्धावन्त मपश्यम्.
મુસાફર પેલા માર્ગથી ગયો. पान्थ स्तेन वर्त्मनाऽगच्छत्
માટીથી આ (બે) ખાડા પુરો. इमेगर्ते मृदा पूरय.

કંજુસ માણસ પાસેથી હું ભિક્ષાની આશા રાખતો નથી. अहं कदर्याद् दक्षिणां नोपेक्षे.

આ નદીથી રાજાનો મહેલ (બે) કોશ છે. राज्ञःप्रासादोऽस्याःनद्याःक्रोशौ

તે સ્વાદિષ્ટ કેરી મને આપ तत्स्वाद्वाम्रंमह्यं यच्छ

આ હરણપડે શો અપરાધ કરાયો. अनेन हरिणेन कोऽपराधकृतः

આ (બે) નદીઓનો સંગમ પવિત્ર છે. अमुयोर्नद्योःसंगमः पवित्रः

આ વસ્ત્ર વડે ઢંકાયલો હું અદૃશ્ય થાવું છું अनेन वाससाछन्नोऽहमदृष्यो भवामि.

આ (બે) કન્યાઓ પણ લગ્નમાં આપવા યોગ્ય છે इमे कन्ये अपि प्रदेये

---

## પાઠ ૩૨ મો.

विद्वत्वं च नृपत्वं च नैव तुल्यं कदाचन। स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ॥ વિદ્વાનપણું અને રાજાપણું કદીપણ બરાબર નથીજ રાજા પોતાના દેશમાં પૂજાયે છે (પણ) વિદ્વાન બધે પૂજાય છે.

वरमेको गुणी पुत्रो न च मूर्ख शतान्यपि। एकश्चन्द्रस्तमो हन्ति न च तारागणोऽपिच ॥ એક ગુણીઅલ પુત્ર

શ્રેષ્ઠ, પણ સેંકડો મૂર્ખ હોય તે નહિ ચન્દ્રમા એકલો અન્ધારૂં હણે છે પણ તારાઓનો સમુહ તે કરતો નથી.

એકેનાપિ સુવૃક્ષેણ પુષ્પિતેન સુગન્ધિના। વાસિતં તદ્વનં સર્વં સુપુત્રેણ કુલં યથા ॥ જેમ સારા પુત્રથી કુળ તેમ એક પણ ફૂલવાળા સુગન્ધમય શ્રેષ્ટ વૃક્ષથી આખું તે વન વાસમય થાય છે.

उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रुविग्रहे ।
राजद्वारे स्मशानेच यस्तिष्ठति स बान्धवः ॥

જે ઉત્સવમાં આપત્તિમાં. દુષ્કાળમાં શત્રુ સાથે લડાઇમાં રાજ દરબારમાં. અને સ્મશાનમાં ટકી રહે તે સંબંધી જાણવો

दुर्जनःप्रियवादीच नैत द्विश्वासकारणम् ।
मधुतिष्ठति जिह्वाग्रे हृदयेतु हलाहलम् ॥

દુષ્ટ માણસ મીઠું બોલનારો છે એ કંઇ તેનામાં વિશ્વાસ મુકવાનું કારણ નથી તેના જીભની ટોચપર મધ છે. પણ હૈયામાં તે હળાહળ ઝેર છે.

दुर्जनःपरिहर्तव्यो विद्ययालंकृतोऽपिसन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥

દુર્જન જ્ઞાનથી શણગારેલો હોય તો પણ તજી દેવો. સર્પ રત્નથી શણગારેલો છે તેથી શું તે ભયંકર નથી ?

कुलीनैः सह संपर्कं पण्डितैः सह मित्रताम् ।
ज्ञातिभिश्च समंमेलं कुर्वाणो न विनस्यति ॥

કુળવાનોની સાથે સંબંધ પણ્ડિતોની સાથે દોસ્તી અને સગાં વહાલાંની સાથે સરખો મેળ અર્થાત સંપ રાખનાર વિનાશને પામતો નથી.

योध्रुवाणि परित्यज्य अध्रुवं परिषेवते ।
ध्रुवाणि तस्य नश्यन्ति अध्रुवं नष्ट मेवच ॥

જે નિશ્ચિતને છોડી દઈને અનિશ્ચિતને શેવે છે તેની નિશ્ચિત વસ્તુઓ જતી રહે છે અને અનિશ્ચિત તો નાશ પામીજ છે.

पादपानां भयं वातः पद्मानां शिशिरो भयम् ।
पर्वतानां भय वज्रःसाधूनां दुर्जनो भयम् ॥

વૃક્ષોને ભયનો હેતુ પવન છે. કમળોને ભય ઉપજાવનાર ઠંડી રૂતુ છે તેમ પહાડોને ઇન્દ્રનુ વજ ભય છે. અને સજ્જનોને દુર્જનો ભય આપનાર છે.

तस्मात् स्वविषये रक्षा कर्तव्या भूति मिच्छता ।
यज्ञै र्ना वाप्यते स्वर्गो रक्षणात् प्राप्यतेयथा ॥

તે માટે સંપત્તિને ઇચ્છનારે પોતાના રાજ્યમાં રક્ષણ કરવું જોઈએ રક્ષણથી જેવી રીતે સ્વર્ગ મળે છે તેવી રીતે યજ્ઞોથી મળતું નથી.

यथाफलानां पक्वानां नान्यत्रपतनाद् भयम् ।
एवं नरस्य जातस्य नान्यत्र मरणाद् भयम् ॥

જેમ પાકેલાં ફળોને પડવા શિવાય બીજાનો ભય નથી તેમ જન્મેલા પુરૂષને મરણ શિવાય બીજામાં ભય નથી

३ २ १ ४ ५ ६ ७
नभीतो मरणादस्मि केवलं दुषितं यशः ।
८ ९ १० ११ १२ १३
विशुद्धस्यहिमेमृत्युः पुत्रजन्मसमः किल ॥

હું મરણથી ભય ધારતો નથી માત્ર કલંકિત કીર્તિથી (ડરૂછું) નિષ્કલંકિત એવા મને મરણ પુત્રના જન્મ તુલ્યજ છે.

१ २ ३ ४ ५ ७ ६
अपापानां कुलेजाते मयिपापं न विद्यते ।
८ १ ९ १० १२ ११
यदि संभाव्यते पाप मपापेनच किमया ॥

પાપ રહિત પુરૂષોના કુલમાં જન્મેલા મારામાં પાપ નથી. જો પાપ છે એમ જણાય તો શુદ્ધ એવા મને તેથી શું છે.

१ ३ ४ २ ८ ६ ७ ५
अर्थ मनर्थं भावय नित्यं नास्ति ततःसुखलेशःसत्यम् ।
१० ११ ९ १२ १६१३ १४ १५
पुत्रादपि धनभाजांभीतिःसर्वत्रैषाविहितारीतिः

પૈસાને હમેશાં દુઃખનું કારણ ગણખરે તેમાં સુખનો અંશ નથી શ્રીમંતોને છોકરાથી પણ ભય હોય છે આ વાત બધેજ દઢ થઇ છે.

१ २ ३ ४ ५ ६ ९ ७ ८
कातव कान्ताकस्ते पुत्रःसंसारोऽयमतीववाचित्रः ।
१० १११२१३ १४ १८ १९ १५१७ १६
कस्यत्वंवा कुतआयात स्तत्वं चिन्तयतदिदं भ्रातः ॥

કોણ તારી સ્ત્રી છે કોણ તારો પુત્ર છે. આ સંસાર ઘણો અજાયબ જેવો છે કોનો તું અથવા ક્યાંથી આવ્યો છે, તે માટે હે ભાઈ આ તત્વનું ચિંતન કર.

१ ७ ८ ६ १२ ११ १०

शत्रौमित्रे पुत्रेबन्धो माकुरुयत्नंविग्रहसंधौ ।

१५ १४ १३ २ ५ ४

भवसमचित्तः सर्वत्रत्वं वाञ्छस्यचिराद्यादिसत् तत्वम्॥

સત્વર સત્ય વસ્તુને પામવા માગતો હોય તો શત્રુ મિત્ર છે કરા અને સગાં વહાલામાં લડાઇ કે સલાહને માટે મહેનત કર નહીં. સઘળામાં સરખી બુદ્ધિ રાખ.

४ ५ ६ १ २ ३

महतापुण्य पण्येन क्रीतेयं कायनौ स्त्वया ।

७ ६ ८ १२ १० ११

पारंदुःखोदधेर्गन्तुं तरयावन्नभिद्यते ॥

આ દેહરૂપીનાવતારાથી ભારે પુણ્યરૂપી કીમતવડે દુઃખના દરીયાને પેલેવાર જવાને ખરી દઈ છે એ ભાંગે તે પહેલાં તરીજા.

१ २ ३ ४ ५ ८ ७ ६

धैर्यंयस्यपिता क्षमाचजननीशान्तिश्चिरंगेहिनी ।

१० ११ २५ १२ १३ १४ १५

सत्यं सूनु रयं दया च भगिनी भ्राता मनःसंयमः ॥

१७ १६ १८ १९ २० २१

शय्या भूमितलंदिशोऽपि वसनं ज्ञानामृतंभोजनं ।

२२ २३ २४ ३० २७ २८ २९ २६

मेतेयस्यकुटुम्बिनो वद सखे कस्माद् भयं योगिनः ॥

ધૈર્ય જેના પિતા છે જેની માતા ક્ષમા છે દીર્ઘકાલીન શાંતિ જેની સ્ત્રી છે સત્ય જેનો પુત્ર છે દયા બેન છે ભાઇ મનનો નિગ્રહછે. ભુમિનુ તળિયું પથારી છે. દિશાઓ પણ વસ્ત્ર છે જ્ઞાનરૂપી અમૃત ખાવાનું છે એ જેના કુટુંબિયો છે તે યોગીને હે મિત્ર કયાંથી ભય હોય તે કહે.

विपदि धैर्यं मथा भ्युदये क्षमा सदसि वाक्पटुतायुधिविक्रमः

यशसिचाभिरुचि व्यसनं श्रुतौ प्रकृतिसिद्ध मिदं हि महात्मनाम्॥

વિપત્તિમાં ધૈર્ય સંપત્તિમાં ક્ષમાગુણ સભામાં વાચાળ પણું યુદ્ધમાં શૂરાતન કીર્તિપર પ્રેમ અને વેદપર ખાસ નિષ્ઠા ખરેખર આ સર્વ ( વસ્તુઓ ) મહાત્માઓને સ્વભાવથી સિદ્ધ હોય છે.

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः ।
नास्त्युद्यमो समो बन्धुःकृत्वायन्नावसीदति

આલસ એ મનુષ્યોના શરીરમાં રહેલો મહાન શત્રુ છે ઉદ્યોગ સરખો કોઇ મિત્ર નથી જે ( ઉદ્યોગ ) કરવાથી કોઇ વિનાશ પામતો નથી.

---

अस्ति ब्रह्मारण्ये कर्पूरतिलको नामहस्ती બ્રહ્મારણ્યમાં કર્પૂ-તિલક નામનો એક હાથી છે तमवलोक्य सर्वे शृगालाश्चिन्तयन्तिस्मतेने જોઇને સર્વે શિયાળવાઓ વિચારતા હતા यद्ययं केनापि उपायेन म्रियते જો આ કોઇપણ ઉપાયથી મરાય तदा अस्माकं एतत् देहेन मास चतुष्टयस्यभोजनं भविष्यति તો અમારે આ દેહથી માસ ચારનુંભોજન થાય तत्रैकेन वृद्धशृगालेन प्रतिज्ञातम् ત્યાં એક ઘરડા શિયાળે ધાર્યું मयाबुद्धिप्रभावादस्यमरणंसाधयितव्यम् મારી બુદ્ધિ-મહિમાથી આના મરણને સાધી શકાશે अनन्तरं सवञ्चकःकर्पूरतिलक समीपंगत्वा साष्टांग पातं प्रणम्य अवदत् ત્યારપછી તે શઠ કર્પૂર તિલકની પાસે જઇને સાષ્ટાંગ નમસ્કાર કરીને બોલ્યો देव दृष्टि प्रसाद कुरु! પ્રભુ! નજરની મહેરબાની કરો! ( મારા તરફ અધ્યય-

હાર ) हस्ती ब्रूते હાથી બોલ્યો, कस्त्वं તું કોણ कुतःसमायातः ક્યાંથી આવ્યો सःअवदत् તે બોલ્યો, अम्बुकःअहम् सर्वैःवनवासिभिःपशुभिःमिलित्वा भवत् सकाशं प्रस्थापितः यद् विना राज्ञा अवस्थातुं न युक्तं, હું શિયાળ, બધાં વનચર પશુઓએ એકઠાં થઈને આપની હજુર મોકલ્યો કે રાજા વિના રહેવાને યોગ્ય નથી. तद् अत्र अटवीराज्ये अभिषेकु भवान् सर्वस्वामि गुणोपेतःनिरुपितः તો આ જંગલના રાજ્યમાં અભિષેક કરવાને આપ તમામ રાજગુણોથી યુકત ખોળી કઢાયાછો तद् यथालग्नवेला न विचलति तथा कृत्वा सत्वरं आगम्यताम् देवेन । તો જેમ મુહુર્ત ન જાય તેમ કરીને ઉતાવળથી મહારાજથી અવાવું જોઈએ. इति उक्त्वाउत्थाय चलितः એમ બોલી ઉભોથઈને ચાલ્યો ततः असौराज्य लोभाकृष्टः कर्पूरतिलकः शृगालवर्त्मना धावन् महापङ्के निमग्नः ત્યાર પછી આ રાજ્ય લોભથી ખેંચાએલો કર્પૂરતિલક શિઆળના માર્ગે દોડતાં ઘણા કાદવમાં કળ્યો ततःतेनहास्तिना उक्तम् सखे शृगाल किं अधुना विधेयम् તેથી તે હાથી બોલ્યો ભાઇ શિઆળ હવે શું કરવું पङ्के निपतितःअहं म्रिये । કાદવમાં પડેલો હું મરૂંછું परावृत्य पश्य પાછો વળી જો शृगालेन विहस्य उक्तं શિયાળે હસીને કહ્યું देव ममपुच्छकावलम्बनं कृत्वा उत्तिष्ठ પ્રભુ ! મારા પુછડાનો આધાર લઇને ઉઠો यद् मद्वचसिप्रत्ययःकृतःतद् अनुभूयतां अशरणं दुःखं । જો મારા વચન ઉપર ભરોસો કીધો તો કોઈ શરણે ન આવે તેવા દુઃખને સહન કરો ( સહન કરો )॥ शान्तिः शान्ति शान्तिः॥

# संस्कृत व्याकरण नियमावलि.

## (मार्गोपदेशिका).

### સામાન્ય નિયમો.

| | | | |
|---|---|---|---|
| ૧ | अ | નો ગુણ | अ, |
| | इ ई | ,, ,, | ए, |
| | उ ऊ | ,, ,, | ओ, |
| | ऋ ॠ | ,, ,, | अर्, |
| | ऌ | ,, ,, | अल् |

| | | | |
|---|---|---|---|
| ૨ | अ | ની વૃદ્ધિ | आ, |
| | इ ई | ,, ,, | ऐ, |
| | उ ऊ | ,, ,, | औ, |
| | ऋ ॠ | ,, ,, | आर्, |
| | ऌ | ,, ,, | आल्, |

૩ છેલ્લા ચાર સ્વરો ( ए, ऐ, ओ, औ, ) શિવાય બાકીના કોઈ પણ હ્રસ્વ કે દીર્ઘ સ્વર—એટલે अ, इ, उ, ऋ, ऌ, હ્રસ્વ કે દીર્ઘ—પછી સજાત ( તેને તેજ ) સ્વર હસ્વ કે દીર્ઘ આવે તો, તે પાસે આવેલા બે સ્વરો ભળી જઈને, તે બંનેને ઠેકાણે તેજ સ્વર દીર્ઘ થાય છે.—

ઉદાહરણ:—भानु + उदय = भानूदय;
होतृ + ऋकार = होतॄकार;
शक्लृ + ऌकार = शक्ॣकार.

૪ હ્રસ્વ કે દીર્ઘ इ, उ, ऋ, ऌ, પછી વિજાતીય ( જુદી જાતના )

સ્વર આવે તો, તે इ, उ, ऋ, ऌ ને ઠેકાણે અનુક્રમે य्, व्, र्, ल्, મૂકાય છે.

એટલે इ, उ, ऋ, ऌ, -હ્રસ્વ કે દીર્ઘ+વિજાતીય=य्, र्, ल्, व्.

ઉદાહરણઃ—दधी + अत्र = दध्यत्र

૬ अ કે आ પછી ए કે ऐ આવે તો, તે પાસે આવેલા બે સ્વરો ભળી જઇને, તે બંનેને ઠેકાણે ऐ થાય છે પણ ओ કે औ આવે તો, તે પાસે આવેલા બે સ્વરો ભળી જઇને, તે બંનેને ઠેકાણે औ થાય છે.

જેમઃ—नृप + एस् = नृपैस् = नृपैः नृप + औ = नृपौ

૭ ए, ऐ, ओ औ પછી કોઇ પણ સ્વર આવે તો, તેમને બદલે अय्, आय्, अव् अव्, થાય છે

એટલે ए, ऐ, ओ, औ, + સ્વર = अय्, आय्, अव्, आव्,+ સ્વર.

૮ અનુનાસિક શિવાય કોઇ પણ સ્પર્શ વ્યંજન—એટલે પાંચ વર્ગના પેહેલા ચાર અક્ષર—પછી અઘોષ વ્યંજન આવે તો તે પેહેલાંના વ્યંજનના બદલે તેનાજ વર્ગનો પેહેલો અક્ષર મૂકવો જોઇએ જેમ;

दशाद् + पतति=दशात् + पतति; ककुभ्+प्रान्तः= ककुप्+प्रान्त.

૯. જ્યારે स् કે અન્ય દંત્ય વ્યંજન, श् કે અન્ય તાલવ્ય વ્યંજન સાથે જોડાય છે, ત્યારે દંત્યને ઠેકાણે મળતો તાલવ્ય મૂકાય છેઃ— એટલે, स् ને ઠેકાણે श्, त् ને ઠેકાણે च्, द् ને ઠેકાણે ज्, ઇ૦, થાય છે. જેમ—

तपस्+चर्या=तपश्चर्या;सत्+जन=सज्जन;तद्+जय=तज्जय;

૧૦. જ્યારે દંત્યને મૂર્ધન્ય જોડાય છે, ત્યારે દંત્યને ઠેકાણે મૂર્ધન્ય થાય છેઃ—એટલે **स्** નો **ष्**, **त्** નો **ट्**, **द्** નો **ड्**, **न्** નો **ण्**, ઇ૦, ઉદા૦ **मनस्+टीकते. मनष्टीकते. उद् + डयते, उड्डयते.**

૧૧. (अ). **विसर्ग**ની પૂર્વે **अ** હોય, અને પછી **अ** કે ઘોષ વ્યંજન હોય ત્યારે, તે **विसर्ग**નું **उ** થાય છે; અને તે **उ** પૂર્વના (પહેલાંના) **अ**માં મળી **ओ** થાય છે;

ઉદા૦ **नृपः+अस्ति=नृपउ + अस्ति=नृपो+अस्ति; नृपोऽस्ति**

**(ब) विसर्ग**ની પૂર્વે **आ** હોય, ને પછી સ્વર કે ઘોષ વ્યંજન હોય તો, તે **विसर्ग** ઉડી જાય છે. ઉદા૦ **नरा + इमे = नराइमे; नराः + गच्छन्ति = नरागच्छन्ति.**

**(क). विसर्ग** પૂર્વે **अ** હોય, ને પછી **अ** શિવાય કોઈ પણ સ્વર હોય, તોપણ તે **विसर्ग** ઉડી જાય છે; અને **विसर्ग** ઉડી ગયાથી, પાસે આવેલા સ્વરોની સંધિ થતી નથી;

ઉદા૦—**बुधः + इच्छति = बुध इच्छति. नराःइमे नरा इमे**

**(ड) स्** અથવા **विसर्ग**ની પહેલાં **अ आ** શિવાય કોઇ પણ સ્વર હોય, અને પછી સ્વર કે ઘોષ વ્યંજન આવે તો, તે **स्** અથવા **विसर्ग** નો **र्** થાય છે. ઉદા૦ **नृपतिर्यजति.**

**(ई). विसर्ग** પછી **श्**, **ष्**, **स्**, આવે તો, વિકલ્પે તે **विसर्ग**ને બદલે અનુક્રમે **श्**, **ष्**, **स्**, મૂકાય છે; અથવા તે **विसर्ग** કાયમ રહે છે. ઉદા૦ —**कवयः+शंसन्ति=कवयश् (कवयः) शंसन्ति,**

**(फ). विसर्ग** ની પછી **च् छ्** આવે તો, તેનો **श्** થાય છે; **ट ठ** આવે તો, તેનો **ष्** થાય છે; અને **त् थ्** આવે તો, તેનો **स्**

થાય છે. ઉદા૦ **हरिश् चरति; हरिस्सरति, हरिष्टीकत.**

૧૨. ( अ ). **ऱ्** અથવા **ह्** પછી **ऱ्** અથવા **ह्** આવે તો, પૂર્વનો અક્ષર લોપાય છે; અને તેના પૂર્વનો સ્વર, ન્હસ્વ હોય તો, દીર્ઘ થાય છે. ઉદાહરણ:—**धूर्जटी रक्षति. मूढ.**

---

# अन्तरङ्ग संधि.

## ( પદના અંગમાંજ થતી સંધિ ).

૧. **अथी** શરૂ થતા પ્રત્યયની પહેલાં જે **अ** આવે, તે **अ** લોપાય છે; ઉદા૦ **बुध+अ+अन्ति=बोध्+अन्ति=बोधन्ति.**

૨ **म्** અને **व्** થી શરૂ થતા પહેલા પુરૂષના પ્રત્યયો લાગતાં, તે **म्** અને **व्** નો પૂર્વે **अ** હોય તો, તે **अ** દીર્ઘ થાય છે.

ઉ:—**भव + मि = भवामि. गच्छ+वः=गच्छा वः**

૩ ધાતુઓને શરૂવાતમાં સ્વર હોય તો, તેની પહેલાં, **ह्यस्तन भूत काळमां अ** ને બદલે જે **आ** આગમ મૂકવામાં આવે છે, તે **आ** માં ધાતુની શરૂઆતનો સ્વર મળવાથી, તે બે સ્વરો મળીને, તે બન્નેને ઠેકાણે પર ( પછીના ) સ્વરની વૃદ્ધિ મૂકાય છે.

ઉદા૦—**आ + ईक्ष् + अ + त=ऐक्षत.**

૪ વ્યંજન પછી આવનાર **तद्धित** પ્રત્યયનો આદ્ય અક્ષર અનુનાસિક હોય તો, તે વ્યંજનને બદલે તેના વર્ગનો ત્રીજો અક્ષર નહીં; પણ તેનાજ વર્ગનો અનુનાસિક અવશ્ય મૂકવો જોઇએ.

ઉદા૦—चित् + मय = चिन्मय; वाक् + मय = वाङ्मय; प्रावृट् + मय = प्रावृण्मय; अप् + मय = अम्मय.

ટીપ—આ નિયમ बहिरङ्ग संधि નો નિયમ ૪ નો અપવાદ છે.

૫ પદાંતે ( પદને અંતે ) એકની વધારે વ્યંજન હોય તો, તેમાંનો પહેલોજ કાયમ રહે છે, અને બીજા બધા ઉડી જાય છે.

ઉઃ—मरुत् + स् = मरुत्.

૬. પદના અંગમાં અથવા પદને અંતે च વર્ગના અક્ષર પછી, અંતસ્થ કે અનુનાસિક વ્યંજન શિવાય કોઈ પણ વ્યંજન આવે તો, તે च વર્ગના અક્ષરને ઠેકાણે અનુક્રમે क વર્ગનો અક્ષર થાય છે; અને, તે क વર્ગના અક્ષર પછી અઘોષ વ્યંજન આવે તો, તેનો क् થાય છે; અને ઘોષ વ્યંજન આવે તો, તેનો ग् થાય છે.

ઉઃ—वाच् + भ्याम् = वाक् + भ्याम् = वाग्भ्याम्;

वाच् + सु = वाक् + सु ( वाक् + षु = वाक्षु ).

૭ પ્રત્યયના स् ની પૂર્વે अ आ શિવાય કોઇ પણ સ્વર, અથવા र કે क વર્ગનો કોઇપણ અક્ષર આવે તો, ઘણું ખરૂં, તે स् નો ष् થાય છે.

ઉઃ—कलि + सु = कलिषु;

वाक् + सु = वाक्षु ( वाक्षु ).

૮. (अ). સમાન પદે ( એકને એકજ શબ્દમાં ) ऋ, र्, ष्, પછી લાગલોજ न् આવ્યો હોય તો, તે न् નો ण् થાય છે;

(ब). વળી ऋ, र्, ष्, અને न ની વચ્ચે સ્વર, ह्, શિવાય કોઇ

પણ અર્ધસ્વર, ह्, क वर्ग કે प वर्गनो વ્યંજન આવ્યો હોય તોપણતે न् નો ण् થાય છે;

(क). પરંતુ, જો પદાંતે न् આવ્યો હોય, તો તે न् નો ण् થતો નથી. એટલે (अ) સમાનપદે ऋ, र्, ष्+न्=न्नो ण्;

(ब). ऋ, र्, ष् અને न् ની વચ્ચે સ્વર, य्, र्, व्, ह् क વર્ગ અને प વર્ગ આવે તો, ચાલે; પણ, ल्, श्, च વર્ગ, ट વર્ગ, અને त વર્ગ વચ્ચે આવે તો, ચાલે નહી;

(क). તથા, પદાંતે न् આવ્યો હોય તો, તે न्નો ण् થાય નહી.

ઉદા૦ (अ). नृ + ना = नृणा. पृ + न = पूर् + न = पूर्ण;

(ब). आर्य + इन = आर्येण, अर्क + इन = अर्केण नृप + इन = नृपेण; પરંતુ अर्थ + इन = अर्थेन, (त વર્ગનો અક્ષરછે માટે (क). नर + न् = नरा + न्=नरान्

૯. અતરંગ ( પદના અંગમાં થનારી ) સંધિમાં, જો न् પછી श्, ष्, स्, કે ह् આવે, તો તે न् નો અનુસ્વાર થાય છે.

ઉદાહરણ:—विद्वान्स् + अम् = विद्वांसम्.

---

૧૦. ગુજરાતીમાં એકવચન અને બહુવચન, એવાં બે વચનો છે, તેમજ તે સંસ્કૃતમાં પણ છે; વળી, સંસ્કૃત ભાષામાં દ્વિત્વ ( =બેપણું ) દર્શાવવા દ્વિવચન છે.

૧૧. સંસ્કૃતમાં ક્રિયાપદના રૂપાખ્યાનના પ્રત્યયો બે પ્રકારના છે:—परस्मैपद પ્રત્યય; અને आत्मनेपद પ્રત્યય. કેટલાક ધાતુઓ કેવળ પરસ્મૈપદ પ્રત્યય લેનારા, એટલે परस्मैपदी છે; કેટલાક

કેવળ આત્મનેપદ પ્રત્યય લેનારા, એટલે **आत्मनेपदी** છે; અને, કેટલાક બન્ને પ્રકારના પ્રત્યયોમાંથી ગમે તે પ્રત્યય લેનારા એટલે **उभयपदी** છે.

૧૨. સંસ્કૃત ધાતુઓના દશ **गण** એટલે વર્ગ કર્યા છે. તેમાંથી, માર્ગોપદેશિકામાં પહેલો, ચોથો, છઠ્ઠો, અને દશમો, અને બીજા ગણના ધાતુઓનાં રૂપાખ્યાન છે.

૧૩. સંસ્કૃતના દરેક ધાતુનાં **काळ** અને **अर्थ** મળીને દશ પ્રકારનું રૂપાખ્યાન થાય છે. તેમાંથી, માર્ગોપદેશિકામાં **वर्तमानकाळ**, **ह्यस्तनभूत काळ**, **आज्ञार्थ**, અને **विध्यर्थ** એવા ચાર પ્રકાર આપ્યા છે.

---

૧૪. પહેલા ગણના ધાતુઓમાં **विकरण** પ્રત્યય **अ** ઉમેરાય છે તે **अ** ની પૂર્વે ધાતુના અંતના હ્રસ્વ કે દીર્ઘ સ્વરનો, તથા ઉપાંત્ય ( એટલે, છેલ્લા વ્યંજનની પૂર્વેના ) માત્ર હ્રસ્વ સ્વરનોજ, ગુણ થાય છે. ઉ.—**नी + अ = ने + अ = नय् + अ = नय**
**बुध् + अ = बोध् + अ = बोध.**

૧૫. ચોથા ગણના ધાતુમાં વિકરણ પ્રત્યય **य** ઉમેરાય છે. તે **य** ની પહેલાં ધાતુના સ્વરમાં કંઇપણ ફેરફાર થતો નથી.

ઉઃ—**नृत् + य = नृत्य.**

૧૬. (**अ**). છઠ્ઠા ગણના ધાતુમાં વિકરણ પ્રત્યય **अ** ઉમેરાય છે. પહેલા ગણનો વિકરણ પ્રત્યય **अ**, અને છઠ્ઠા ગણનો વિકરણ પ્રત્યય **अ**, એ બેમાં ફેર એ છે કે, પહેલા ગણના ધાતુના સ્વરનો

ગુણ થાય છે, પણ છઠ્ઠા ગુણમાં થતો નથી. ઉઃ— **दिश् + अ=दिश बुध् + अ=बोध.**

(**ब**). છઠ્ઠા ગણના ધાતુના અંત્ય **ऋ** નો **रि** થાય છે: અને તેમાં વિકરણ પ્રત્યય **अ** ઉમેર્યાથી **रिय** થાય છે.

ઉદાહરણઃ—**हृ** નું રૂપ **ह्रियते**; **पृ** નું રૂપ **प्रियते**.

૧૭. દશમા ગણના ધાતુમાં વિકરણ પ્રત્યય **अय** ઉમેરાય છે. તે **अय** ની પહેલાં, ધાતુના હ્રસ્વ કે દીર્ઘ અંત્ય સ્વરની, તથા **अ**ની વૃદ્ધિ થાય છે; અને **अ** શિવાય બીજા ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે.

૧૮. (**अ**). સંસ્કૃતમાં સકર્મક ધાતુને **य** ઉમેરવાથી, તેનું કર્મણિ-રૂપ થાય છે, અને

(**ब**). અકર્મક ધાતુને **य** ઉમેરવાથી, તેનું ભાવેરૂપ થાય છે.

૧૯. કર્મણિ રૂપનો અને ભાવે રૂપનો **य** પ્રત્યય, ધાતુના વિશેષ રૂપ કે આદેશને લાગતો નથી; પરંતુ, લાગલો ધાતુનેજ **य** લાગે છે. ઉદાહરણઃ—**गम्** [**गच्छ्**] ઉપરથી **गच्छ्यते** નહી પણ **गम्यते** થાય છે.

૨૦ દશમા ગણના ધાતુઓના સ્વરમાં જે ગુણ કે વૃદ્ધિ કર્તરિ રૂપમાં થાય છે, તેજ ગુણ કે વૃદ્ધિ, કર્મણિ રૂપનો કે ભાવે રૂપનો **य** પ્રત્યય લગાડતાં પહેલાં પણ, થાય છે. ઉદાહરણઃ—**चुर्** નું કર્તરિરૂપ **चोरयति**, અને કર્મણિરૂપ **चुर्यते** નહી, પણ **चोर्यते**.

૨૧. જો ધાતુમાં ઉપાંત્ય **न्** કે અનુસ્વાર હોય, તો તે, કેટલાએક

ખાસ ધાતુ શિવાય, બીજે બધે કર્મણિ કે ભાવેરૂપનો **य** પ્રત્યય લાગતાં, લોપાય છે. ઉદાહરણઃ—**शंस्** નું કર્મણિ રૂપ **शस्यते** પરંતુ, **वन्द्** નું કર્મણિ રૂપ **वन्द्यते**

૨૨. ગુજરાતી ભાષામાં સાત વિભક્તિઓને માટે પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, અને સાતમી, એ શબ્દો વપરાય છે; તે બદલે સંસ્કૃત ભાષામાં પ્રથમા, દ્વિતીયા, તૃતીયા, ચતુર્થી, પંચમી, ષષ્ઠી, અને સપ્તમી, એ શબ્દ વાપરવામાં આવે છે.

૨૩. (**अ**). ૨૫ મા પાઠમાં સાતે વિભક્તિઓના જે પ્રત્યયો આપ્યા છે, તે ત્રણ પ્રકારના છેઃ—**सबल**, **निर्बल**, અને **मध्यम**
(**ब**). પુલ્લિંગ અને સ્ત્રીલિંગ નામોમાં, પ્રથમાનાં ત્રણે વચનના, અને દ્વિતીયાનાં એકવચન તથા દ્વિવચનના, એવા પાંચ પ્રત્યયો **सबल** છે; નપુંસકલિંગ નામોમાં, પ્રથમા, સંબોધન, તથા દ્વિતીયાના બહુવચનના, એવા ત્રણ પ્રત્યયો **सबल** છે. અને,
(**क**). ત્રણે લિંગમાં બાકીના પ્રત્યયોમાંથી, સ્વરથી શરૂ થનારા પ્રત્યયો **निर्बल** છે;

(**ड**). અને, વ્યંજનથી શરૂ થનારા પ્રત્યયો **मध्यम** છે.
(**इ**). નપુંસકલિંગમાં પ્રથમા, સંબોધન, તથા દ્વિતીયાનું એક વચન **मध्यम** છે; અને દ્વિવચન **निर्बल** છે.

૨૪. ગુજરાતીમાં નરજાતિ, નારીજાતિ, અને નાન્યતરજાતિ બદલે સંસ્કૃતમાં, પુલ્લિંગ, સ્ત્રીલિંગ, અને નપુંસકલિંગ, એમ કહેવાયછે.

૨૫. પુલ્લિંગમાં દ્વિતીયાના બહુવચનનો **न्** પ્રત્યય લાગતાં, પૂર્વનો

સ્વર દીર્ઘ થાય છે. ઉદા૦—**नर + न् = नरान्.**

૨૬. દ્વિતીયાના બહુવચનનો **न्** પ્રત્યય પુલ્લિંગમાંજ આવે છે, સ્ત્રીલિંગમાં આવતો નથી.

૨૭. તૃતીયાના એકવચનનો **ना** પ્રત્યય પુલ્લિંગમાં કે નપુંસકલિંગમાં જ આવે છે, સ્ત્રી લિંગમાં આવતો નથી.

૨૮. (अ). ત્રણે લિંગમાં ષષ્ઠીના બહુવચનનો **नाम्** પ્રત્યય લાગતાં, બધાએ શબ્દોમાં, પૂર્વનો સ્વર દીર્ઘ થાય છે;

(ब). માત્ર **तिसृ** અને **चतसृ** આ બેજ શબ્દોમાં **नाम्** ની પૂર્વનો સ્વર દીર્ઘ થતો નથી; અને,

(क). **नृ** શબ્દમાં તે વિકલ્પે દીર્ઘ થાય છે.

ઉ:—(अ). **वन+नाम्=वनानाम् कलि + नाम्=कलीनाम्, धेनु + नाम् = धेनूनाम् पितृ + नाम् = पितॄणाम्.**

પરંતુ, (ब). **तिसृणाम्, चतसृणाम्** (क). **नृणाम्** કે **नॄणाम्.**

૨૯. ત્રણે લિંગમાં **उ**કારાંત શબ્દોનું, **इ**કારાંત શબ્દોના જેવુંજ રૂપાખ્યાન થાય છે. માત્ર તફાવત એટલોજ કે, **इ**કારાંત શબ્દોના રૂપાખ્યાનમાં જ્યાં જ્યાં **इ, ई, ए,** કે **य** આવે, ત્યાં ત્યાં **उ**કારાંત શબ્દોના રૂપાખ્યાનમાં **उ, ऊ, ओ,** કે **व्** આવે છે.

૩૦. (अ). **ऋ**કારાંત પુલ્લિંગ નામોને પ્રથમાનાં ત્રણે વચનના અને દ્વિતીયાનાં એકવચન અને દ્વિવચનના પ્રત્યયો લાગતાં, **ऋ**કારને વૃદ્ધિ થઇને **आर** થાય છે; પણ,

(ब) **पितृ, भ्रातृ, जामातृ, देवृ, नृ,** અને **सव्येष्टृ** જેવાં

કેટલાંએક નામોનાજ અંત્ય ऋકારને ગુણ થઇને अर् થાય છે.

(क). ऋકારાંત સ્ત્રીલિંગ નામોમાં, સગાઇ વાચક શબ્દો આવે છે; તે આઃ—स्वसृ, मातृ, दुहितृ, ननान्दृ, અને यातृ. દ્વિતીયાના બહુવચનનો પ્રત્યય स् છે, તે લાગતાં, આ નામનો ऋકાર દીર્ઘ થાય છે; બીજી બધી વાતે, स्वसृનાં રૂપો, नेतृનાં જેવાં થાય છે; અને બીજાનાં पितृનાં જેવાં થાય છે.

૩૧. (अ). જેને છેડે પરસ્મૈપદી ધાતુઓના વર્તમાન કૃદંતનો अत् પ્રત્યય, તથા वत् मत्, इन् मिन् ईयस् एयस्, वस्, આ પ્રત્યયો લાગ્યા નહીં હોય, તેવાં વ્યંજનાંત નામોનું અને વિશેષણોનું રૂપાખ્યાન પુલ્લિંગમાં અને સ્ત્રીલિંગમાં એકસરખુંજ થાય છે. અને,

(ब). નપુંસકલિંગની પ્રથમા અને દ્વિતીયામાં માત્ર રૂપ જુદાં થાય છે; બાકીની વિભક્તિઓમાં એવાં નામો કે વિશેષણોનું રૂપાખ્યાન પુલ્લિંગ, સ્ત્રીલિગ, અને નપુંસકલિંગમાં એકસરખુંજ થાય છે.

૩૨. વ્યંજનાદિ પ્રત્યયની પૂર્વે, अन् અને इन् છેડાવાળાં નામોનો અંત્ય न् લોપાય છે. ઉ૦ राजन् + श्याम = राजश्याम शशिन् + श्याम = शशिश्याम.

૩૩. (अ). દ્વિતીયાના બહુવચનના अस् પ્રત્યયથી માંડીને, તે પછીના કોઇપણ સ્વરાદિ પ્રત્યય—એટલે निबल પ્રત્યય—લાગતાં, अन् નો अ લોપાય છે. ઉ૦ महिमन् + आ = महिम्न् + आ = महिम्ना.

(ब). પરંતુ જે જોડાક્ષરનો છેલ્લો વ્યંજન म् કે व् હોય, એવો જોડાક્ષર अ ની પૂર્વે આવ્યો હોય તો, अन् નો अ લોપાનો નથી. ઉ૦—आत्मन् + आ = आत्मना.

(क). તથા, જે શબ્દોમાં अ લોપાય છે, તે શબ્દોના પુલ્લિંગ અને નપુંસકલિંગની સપ્તમીના એકવચનમાં, અને નપુંસકલિંગની પ્રથમા, દ્વિતીયા, અને સંબોધનના દ્વિવચનમાં अ વિકલ્પે લોપાય છે. ઉ૦ महिमन् + इ महिमनि કે महिम्नि नामन् + ई = नामनी કે नाम्नी.

૩૪. अस्, इस्, उस्, ईयस्, અને यस् છેડાવાળાં નામો પછી વ્યંજનાદિ પ્રત્યય આવે તો, તેઓના स् નો विसर्ग થાય છે; અને विसर्ग સંધિના જે નિયમો છે, તેને અનુરોધે તેના ફેરફાર થાય છે.

ઉ:—चन्द्रमस्+भ्याम्=चन्द्रमोभ्याम्, चन्द्रमस् + सु=चन्द्रमःसु કે चन्द्रमस्सु, अर्चिस्+भ्याम्=अर्चिर्भ्याम्, अर्चिस्+षु=अर्चिःषु કે अर्चिष्षुः चक्षुस्+भ्याम्=चक्षुर्भ्याम्, चक्षुस्+षु=चक्षुःषु કે चक्षुष्षु.

૩૫. (अ). वस् છેડાવાળાં નામો પછી मध्यम પ્રકારના પ્રત્યયો આવે તો, તેઓના स् નો द् થાય છે; અને द् પછી અઘોષ વ્યંજન આવે તો, તે द् નો त् થાય છે.

ઉ૦—विद्वस्+भ्याम्=विद्वद्भ्याम् विद्वस्+सु=विद्वद्+सु=विद्वत्सु.

(ब). वस् છેડાવાળાં નામોને निर्बल પ્રત્યય લાગતાં, व નો

उ થાય છે. ઉ० **विद्वस् + आ = विद् उस्+आ=विदुसा** ( =**विदुषा** ).

(**क**). **वस्** ની પૂર્વે **इ** સ્વર આવ્યો હોય તો, **व** નો **उ** થતાં, તે **इ** લોપાય છે. ઉ० **सेदिवस् + आ = सेदूउस् + आ =सेदुष् + आ ( = सेदुषा )**.

३६. (**अ**). **नदी** જેવા દીર્ઘ **ई** કારાંત સ્ત્રીલિંગ શબ્દોની પ્રથમાના એકવચનમાં **स्** પ્રત્યયનો લોપ થાય છે; પણ,

(**ब**). **लक्ष्मी** અને બીજા કેટલાએક શબ્દોની પ્રથમાના એકવ-ચનમાં **स्** પ્રત્યયનો લોપ થતો નથી.

३७. સંસ્કૃતમાં સ્ત્રીલિંગના પ્રત્યય **आ** અને **ई** છે. **अ**કારાંત વિશે-ષણો, બધાંજ નહી, પણ ઘણાં ખરાં, સ્ત્રીલિંગમાં **आ**પ્રત્યય લે છે. ઉ:—**अलङ्कृनी** ઉપરથી **अलङ्कृनीया**.

३८ **उ**કારાંત વિશેષણોનું સ્ત્રીલિંગ અંગ મૂળ જેવુંજ રહે છે, અથવા તો, મૂળમાં **ई** ઉમેરીને થાય છે.
ઉ:—**बहु** ઉપરથી **बहु बह्वी**.

३९. **भोतृ, गन्तृ**, અને તેવાંજ બીજાં **ऋ**કારાંત વિશેષણોનું સ્ત્રી લિંગ અંગ, **निर्बल** પ્રત્યય **ई** ઉમેરવાથી, થાય છે.
ઉ:—**भोतृ, गन्तृ**, ઉપરથી **भोत्री, गन्त्री**.

४०. (**अ**). **वत्** અને **मत्** છેડાવાળાં વિશેષણોનું સ્ત્રીલિંગ **निर्बल** પ્રત્યય **ई** ઉમેરવાથી થાય છે. ઉ:—**आयुष्मती**.

(**ब**). પહેલા, ચોથા, અને દશમા ગણના ધાતુના પરસ્મૈપદી વર્તમાનકૃદંતોને સ્ત્રીલિંગ અંગની **ई** લગાડતાં અંત્ય **त्** ની

પહેલાં **न्** અવશ્યે ઉમેરાય છે. ઉ० **गच्छन्+ई=गच्छन्त्+ई=गच्छन्ती, नृत्यत्+ई=नृत्यन्त्+ई=नृत्यन्ती, कथयत्+ई=कथयन्ती.**

(**ब**). અને, છઠ્ઠા ગણુમાં વિકલ્પે ઉમેરાય છે.

ઉઃ—**दिशत्+ई=दिशती** કે **दिशन्ती.**

૪૨. **इन्** છેડાવાળાં વિશેષણોનું સ્ત્રીલિંગ અંગ **ई** ઉમેરવાથી થાય છે.

ઉઃ—**अनुजीवन्** ઉપરથી **अनुजीविनी.**

૪૨. **वस्** છેડાવાળાં નામોનું સ્ત્રીલિંગ અંગ, નપુંસકલિંગની પ્રથમા, દ્વિતીયા, અને સંબોધનના દ્વિવચન જેવુંજ **निर्बल** પ્રત્યય **ई** ઉમેરવાથી થાય છે.

ઉદાહરણઃ—**सेदिवस्+ई=सेद्+उस्+ई ( =सेदुषी ).**

૪૪. **ईयस्** અને **पयस्** છેડાવાળાં નામોનું સ્ત્રીલિંગ અંગ, માત્ર **निर्बल** પ્રત્યય **ई** ઉમેરવાથી થાય છે.

ઉદાહરણઃ—**श्रेयस + ई = श्रेयसी.**

૪૫. (**अ**). નીચેના પ્રત્યયો સર્વનામોમાં વિલક્ષણ છેઃ—

પુલ્લિંગ—પ્ર. બ. **ई**, ચ. એ. **स्मै**, પં. એ. **स्मात्**,
ષ. બ. **इषाम्**, સ. એ. **स्मिन्**;

સ્ત્રીલિંગ—ચ. એ. **स्यै**, પં. એ. **स्यास्**, ષ. એ. **स्यास्**,
ષ. બ. **साम्**, સ. એ. **स्याम्.**

૪૬. (**अ**). **महत्** શબ્દને **सबल** પ્રત્યયો લાગતાં, તેનો ઉપાંત્ય **अ** દીર્ઘ થાય છે.

ઉદાહરણઃ—**महत् + औ = महान्तौ.**

(ख). બાકીનાં રૂપોમાં તેનું भगवत् જેવું રૂપાખ્યાન થાય છે.

ઉદાહરણ:—महत् + भ्याम् = महद्भ्याम्.

महत् + ए महते.

(क). સ્ત્રીલિંગ અંગ:—महत् + ई = महती.

૪૭. दिश् શબ્દને વ્યંજનાદિ પ્રત્યયો લાગતાં, તેના श્નો क् થાયછે.

ઉ:- दिश + स् = दिक् + स् = दिक्,

दिश+भ्याम्=दिक्+भ्याम्=दिग्भ्याम्.

૪૮. नौ શબ્દનાં રૂપ, વિભક્તિના પ્રત્યયો સંધિના નિયમ પ્રમાણે લગાડવાથી, થાય છે,

ઉ:—नौ + स् = नौस् = नौः,

नौ + अस् = नाव् + अस् = नावः,

नौ + आ नाव् + आ = नावा,

नौ + इ = नाव् + इ + नावि,

नौ + ए = नाव् + ए = नावे,

नौ + ओस् = नाव् + ओस्=नावो,

नौ + औ = नाव् + औ =नावौ,

नौ + भ्याम् = नौभ्याम्,

नौ + सु = नौ + सु = नौषु, ઈ. ૪.

# बहिरङ्ग संधि

**( પેહેલા પદનો અંત + બીજા પદનો આદિ,**
**એવા બે અક્ષરોમાં,**
**એટલે, પદાન્ત + પદાદિમાં,**
**થનારી સંધિ ).**

૧. (अ). પદાંતે ( પદને અંતે ) **स्** હોય તો, તેનો **विसर्ग** થાય છે; (ब) પદાંત **र्** નો અઘોષ વ્યંજનની પેહેલાં, અથવા પદાંત **र्** પછી કશુંએ નહિ આવે તો, તે **र्** નો **विसर्ग** થાય છે;

ઉ:-(अ). **वदामस् = वदामः;**
(ब). **मातर् = मातः**

૨. (अ). પદાંતે **म्** પછી કોઈ પણ સ્પર્શ વ્યંજન આવ્યો હોય તો, તે **म्** ને બદલે વિકલ્પે પૂર્વના અક્ષર ઉપર **अनुस्वार** થાય છે; અથવા તો, તે **म्** ને ઠેકાણે પછીના વ્યંજનના સ્થાનનો **अनुनासिक** થાય છે. ( હમેશાં લખવામાં નિયમ એવો છે:—પદાંતે **म्+व्यंजन=अनुस्वार+ व्यंजन.** ).

(ब). જો પદાંતે **म्** પછી **य्, व्,** કે **ल्** હોય, તો વિકલ્પે **म्** ને બદલે પૂર્વના સ્વર ઉપર **अनुस्वार** મૂકાયા છે; અથવા તો, તેને ઠેકાણે અનુક્રમે **अनुनासिक** ( નાસિકા સ્થાને બોલાતો ) **य्, व्,** કે **ल्** મૂકાય છે.

(क). પરંતુ, જો પદાંતે **म्** પછી **श्, ष्, स्,** કે **ह** હોય, તો **म्** ને બદલે અવશ્યે પૂર્વના સ્વર ઉપર **अनुस्वार** જ મૂકાય છે;

ઉઃ-(अ). सम्+गच्छते=संगच्छते કે सङ्गच्छते; (ब). सम् +यच्छति=संयच्छति કે सय्ँच्छति; क).सम्+हरति=संहरति.

३. પદાંતે, ए કે ओ હોય, અને તે પછી अ આવે તો, તે अकार, પૂર્વના ए કે ओ માં ડુબી જાય છે; એટલે, તે બોલતો નથી, તેમ લખાતોએ નથી; પણ, તેને ઠેકાણે આવું (ऽ) અવગ્રહ ચિન્હ ઘણું કરીને મૂકાય છે ઉ૦— ( रामः+अश्वम्=रामउ+अश्वम्=) रामो + अश्वम् = रामोश्वम् કે रामोऽश्वम्; ग्रामे + अश्वः = ग्रामेश्वः કે ग्रामेऽश्वः

४. પદાંતે, ए, ऐ, ओ, કે औ હોય; અને પછી કોઇ પણ સ્વર આવે; તો, તેમને બદલે થતા अय्, आय्, अव्, आव् ના અંત્ય य्, व् નો વિકલ્પે લોપ થાય છે; અને તેવો લોપ થયાથી પાસે આવેલા બે સ્વરની સંધિ થતી નથી.

ઉઃ—मन्यते + आत्मानम् = मन्यतआत्मानम्
કે मन्यतयात्मानम्

५. બે સ્વરો લગોલગ આવ્યા છતાં, સંધિ થતી નથી, એવું થોડેક પ્રસંગે બને છે. તેમાં. એક એવો નિયમ છે કે, જ્યારે નામના કે ક્રિયાપદના દ્વિવચનને છેડે દીર્ઘ ई, ऊ, કે ए આવ્યો હોય, અને પછી કોઇ સ્વર આવે, ત્યારે, તેની, પછીના સ્વર સાથે, સંધિ થતી નથી.

ઉઃ—गिरी + आरोहन्ति = गिरीआरोहन्तिः गुरू + आगच्छतः = गुरूआगच्छतः प्रेक्षेत + आरामम् = प्रेक्षेते-आरामम्; शाले + ईक्षते = शालेईक्षतेः

૬. પદાંતે, છેલ્લા ચાર સ્વર શિવાય બીજા કોઈપણ સ્વર પછી—એટલે अ, इ, उ, ऋ, ऌ, -હ્રસ્વ કે દીર્ઘ પછી—ऋ આવે તો, સંધિ કરવી, અથવા નહીં કરવી; અને સંધિ નહી કરો ત્યારે, પૂર્વનો સ્વર દીર્ઘ હોય તો, તેને વિકલ્પે હ્રસ્વ કરવો.

ઉ:—अर्य्यमण+ऋषिम्+अर्य्यमणर्षिम् કે अर्य्यमणऋषिम्;
शाला+ऋषि=शालर्षि, शालाऋषि, કે शालऋषि.

૭. પદાંતે, પાંચ વર્ગના પહેલા ચાર અક્ષર અથવા श, ष, स, ह આવે, અને પછી સ્વર કે ઘોષ વ્યંજન આવે, તો, તે ઘોષ વ્યંજનને બદલે તેના વર્ગનો ત્રીજો અક્ષર મૂકાય છે.

ઉદાહરણ:—नगरात्+आगच्छति=नगराद् आगच्छति.

૮. અંતસ્થ કે અનુનાસિક શિવાય કોઇ પણ વ્યંજન પદાંતે આવે તો, તે વ્યંજનને બદલે તેનાજ વર્ગનો પહેલો કે ત્રીજો અક્ષર વિકલ્પે મૂકાય છે.

ઉદાહરણ:—मरुत् = मरुत् કે मरुद्,
वाक् = वाक् કે वाग्.

૧૦. (अ). પદાંતે આવેલા વ્યંજન પછી અનુનાસિક આવે તો, તે વ્યંજનને બદલે તેનાજ વર્ગનો અનુનાસિક વિકલ્પે મૂકવામાં આવે છે અનુનાસિક નહિ મૂકિએ ત્યારે, "અઘોષ + ઘોષ = ઘોષ + ઘોષ" એ નિયમને અનુસારે, તેનાજ વર્ગનો ત્રીજો અક્ષર મૂકાય છે.

ઉદાહરણ:—एतत् + मुरारि = एतन्मुरारि,
અથવા एतद्मुरारि

(क). તરંતુ, તે વ્યંજન પછી આવનાર અનુનાસિક, તદ્ધિત પ્રત્યયનો આદ્ય અક્ષર હોય તો, તેવી अन्तरङ्ग संधि માં તે વ્યંજનને બદલે અનુનાસિકજ અવશ્ય મૂકવો જોઇએ.

ઉદાહરણઃ—चित् + मय = चिन्मय;
+ मात्र = चिन्मात्र.

ટીપઃ—अन्तरंग संधि નો નિયમ ૪ જુઓ.

११. પાંચ વર્ગના પહેલા ચાર વ્યંજનમાંથી કોઇ પણ વ્યંજન પદાંતે હોય, અને તે વ્યંજન પછી ह् આવે, તો, પૂર્વ વ્યંજનના વર્ગનો ચોથો અક્ષર हने ઠેકાણે વિકલ્પે થય છે.

ઉદાહરણઃ—वाक्+हरति=वाग्हरति કે वाग्घरति,
अच् + हल् = अजहल् કે अजझल्,
परिव्राट्+हरति=परिव्राड्हरति કે परिव्राड्ढरति
मरुत् + हराति = मरुद्हराति કે मरुद्धराति,
ककुप् + हराति = ककुब्हराति કે ककुब्भराति

१२. (अ). त વર્ગના વ્યંજન પછી ल આવ્યો હોય તો, त વર્ગના વ્યંજનને ઠેકાણે ल થાય છે.

ઉદાહરણઃ—मरुत् + लोके =मरुल्लोक.

(ब). પરંતુ, જો न् પછી ल आવ્યો હોય, તો તે न્ને બદલે અનુનાસિક ल (लँ) થાય છે.

ઉદાહરણઃ—अस्मिन् + लोके=अस्मिलँलोके.

१३. પદાંતે આવેલા स્નો અને र्नो विसर्ग થાય છે; પરંતુ; તોપણ, स्नो विसर्ग અને र्नो विसर्ग, એ બે વિસર્ગમાં એવો

બતાવવત છે કે, स्ના વિસર્ગનો उ થાય નહિ અથવા લોપ થાય; પણ र्ના વિસર્ગનો उ થાય નહિ અથવા લોપ થાય નહિ. વિસર્ગ સંધિના નિયમ પ્રમાણે र्ने બદલે મૂકાએલા વિસર્ગનો उ થવાનો હોય અથવા લોપ થવાનો હોય ત્યારે, તે વિસર્ગનો उ થાય નહિ અથવા લોપ થાય નહિ, પણ પાછો र् થઇ જાય.

ઉ:—नृपस् + जयति = नृपः + जयति
= नृपउ + जयति = नृपोजयति,
नरास् + इमे = नराः + इमे = नराइमे;
પરંતુ, पितर् + गच्छति = पितः + गच्छति
= पितर् गच्छति,
पितर् + आगच्छति = पितः + आगच्छति
= पितर् आगच्छति,
अशार् + अरीन् = अशाः + अरीन् =
अशार् अरीन्.

